તેઓનો વિષય માત્ર સાહિત્ય સબંધીનો છે, તો જૂદા જૂદા જૈન શિવાયના માર્ગને માનનારા ગુજરાતી કવિઓના વિચારો પ્રગટમા લાવવાનુ તેઓને સુઝ્યુ, અને જૈનના એક પણુ ગુજરાતી કવિની કૃતિ બહાર લાવવાને ન મળી ? આ સબધમા વિશેષ નહી કહેતા, હુ તો એમ માનીશ કે, ઉપર કહેલા ઝેરનો વ્યક્ત નહી તો અવ્યક્ત ભાગ હજુ સુધી મૂળમા રહ્યો છે, નહી તો આમ થવા ન પામત અત્ર પ્રસગવશાત્ કહેવુ પડે છે કે, 'ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી'ને પ્રથમમા પ્રથમ સહાયતા આપનાર જૈનિયો છે, પરતુ તે સહાયતા જેટલો તો નહી, પણ કોઈ અશે પણ આ સસ્થા તરફથી બીજા કવિઓ કે, વિદ્વાનોની સરખામણીએ જૈનને બદલો વાળવા માજ આવ્યો નથી એક રીતે એમા જૈનસહાયકોનો પણ દોષ જોઉ છુ જો તેઓ મદદ આપે છે તો તેઓ એવો આગ્રહ કેમ બતાવતા નથી , જૈનપ્રત્યે જે સંસ્થાના કાર્યવાહકો ઉપેક્ષા રાખે છે તે હવે વિશેષ વખત સુધી ચલાવી લેવામા નહી આવે ઉપર કહેલા ઝેરનો અવ્યક્ત ભાગ જૈન નહી એવા સાક્ષરોમા રહ્યો છે કે નહી તે બતાવવાનુ એક નિમિત્ત મને મળ્યુ હતુ તે અહી ટાકયા વિના હુ રહી શકતો નથી ગયા વર્ષે 'ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી પ્રગટ થતા 'બુદ્ધિપ્રકાશ'મા સાહિત્ય સબધીનો એક અહેવાલ આપવામા આવ્યો હતો તેમા વેદાતાદિ દર્શનાનુયાયીઓ તરફથી પ્રગટ થતા માસિક પત્રોની નોધ લેવામા આવી હતી આ નોધ જોતા, સામાન્યમા સામાન્ય એવા અન્ય દર્શનોના માસિકની નોધ લીધેલી જોવામા આવી પરતુ જૈનના એક પણ માસિકપત્રની તેમા નોધ લેવાયેલી દૃષ્ટિગોચર ન થઈ! આ હેતુપૂર્વક થયુ છે એમ કહેવુ તેના કરતા એમ કહેવુ કે ઉપલા ઝેરે પોતાની અવ્યક્ત અસર કોઇ અશે રહેવા દીધી છે તેનુ પરિણામ છે તો તે વધારે યોગ્ય છે

આ કાળનો ઉપકાર માનવા જેવુ છે કે, હવે આ પ્રકારનુ ઝેર દિન પ્રતિદિન ઘટવા ઉપર છે, અને એમ કહીએ કે તે ઘણુખરુ સત્ત્વરહિત થયુ છે તો તે અવલોકન ખોટુ નહી ગણાય જેમ જેમ આ ઝેર સત્ત્વરહિત થતુ જાય છે, તેમ તેમ સ્થિતિ સુધરતી જાય છે આ સુધારાની શરૂઆતનુ મૂળ કારણ જો કોઇ ગણાય, તો તે વડોદરાના નામદાર ગાયકવાડ સરકાર શ્રીમત સયાજિરાવ અને તેના મરહુમ દિવાન સાહેબ મણીલાલ જશાભાઇ છે નામ

દાર ગાયકવાડ સરકારને પાટણ વગેરેના ભંડારોના જૈન ગ્રંથો છપાવવાની ઉપકારક ઇચ્છા થવાથી, અને તે ઇચ્છાનો અમલ મરહુમ મણીભાઇ સાહેબ દ્વારા થવાથી, અન્ય વિદ્વાનોને તે તરફ લક્ષ્ય કરવાનું કારણ મળ્યું. નામદાર ગાયકવાડ સરકારની આજ્ઞાથી રા. હરગોવદદાસ કાટાવાળાએ "જૈન ગ્રંથો" છપાવવાની શરૂઆત કરી અને તેમાં તેઓએ મરહુમ મી૦ મણીલાલ નભુભાઇ આદિ સાક્ષરોને ગોઠવ્યા. તેના પરિણામમાં તે વિદ્વાનોને જૈન સાહિત્ય જોવાની તક મળી. રા. હરગોવીંદદાસે 'ગુજરાતી પ્રાચીન ગ્રંથમાળા' કાઢવી શરૂ કરી અને તેમાં હાલમાં યુનિવર્સિટીમાં એમ૦ એ૦ ના અભ્યાસમાં ચાલતો શીલવતીનો રાસ પ્રકટ કર્યો. ધીમે ધીમે પ્રોફેસર મણીલાલ નભુભાઇની વૃત્તિ ગુજરાતીસાહિત્ય જોવા સંબંધમાં થઇ. તેઓએ જે કાંઇ જોયું તે ઉપરથી તેઓનો જે અનુભવ થયો તે હવે પછી જણાવીશ.

રા. ગોવર્ધનરામ ભાઇની પછી રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે એ આત્મ આસ્તિકતાના કારણે જૈન અને વેદ વચ્ચેના ઝેરનો પાસો વિરોધ વિશેષ દૂર કર્યો. મુંબઇ ખાતે મળેલી બીજી 'ગુજરાતીસાહિત્યપરિષદ'ના પ્રમુખપદેથી રા૦ કેશવલાલભાઇએ ગુજરાતી ભાષાને જૈન સાહિત્ય કેટલું સહાયક હતું તે વિષયમાં બોલતા એવા આશયમાં કહ્યું હતું કે નરસિંહ મહેતાના યુગ પહેલાના યુગમાં ગુજરાતીસાહિત્યનો મોટો આધાર જૈનસાહિત્યનો—જૈનસાહિત્યકારોનો હતો.

કહેવાનો હેતુ એવો છે કે, હવે ક્રમે ક્રમે જૈન અને વેદાશ્રિત ધર્મો વચ્ચેનો ક્લેશ ઓછો થવા લાગ્યો છે અને તે લેશરૂપ ઝેર જેમ જેમ ઓછું થતું જશે તેમ તેમ ગુજરાતીભાષાસાહિત્યના ઉપાસકો જૈનસાહિત્ય પ્રત્યે બીજા ગુજરાતી સાહિત્યની સાથે શોધખોળ અને પ્રકાશન સંબંધમાં, નિષ્પક્ષપાતી થતા જશે એવો સંભવ છે. એક દૃષ્ટિએ અન્ય ધર્મના વિદ્વાનોને હાથે જૈનસાહિત્યપ્રકાશન ઇચ્છવું ન જોઇએ કેમકે સ્વાવલંબન એજ ઉત્તમોત્તમ સાધન છે એમ મારૂં માનવું છે. મેં જે દૃષ્ટિએ ગુજરાતી સાક્ષરોનું જૈનસાહિત્ય સંબંધમાં કર્ત્તવ્ય બતાવ્યું છે તે માત્ર સાહિત્યદૃષ્ટિએ છે. સાહિત્યદૃષ્ટિએ આ જૈનનું છે, અને આ અમારા સંપ્રદાયનું છે એમ ધારવું જોઇએ નહી.

આ પ્રમાણે જૈન કાવ્યસાહિત્ય અત્યારસુધીમાં જેવું જોઇએ તેવું પ્રકાશન પામ્યું નથી એના મને લાગ્યા તે કારણો બતાવ્યા. હવે

જૈનિયોની ગુજરાતીભાષાના બંધારણમાં મુખ્ય સહાયતા

સંબંધમાં થોડુંક વિવેચન કરીશ. મુબઇ ખાતે મળેલી બીજી 'ગુજરાતીસાહિત્યપરિષદ'મા મોરબીવાળા ભાઇ મનસુખલાલ કીરચંદ મેહતાએ "ગુજરાતી ભાષામાં જૈનિયોનો ફાળો" એ વિષયપર આપેલ વ્યાખ્યાનમાં તેઓએ બહુ સારી રીતે સાબીત કર્યું છે કે, જૈનિયોએ ગુજરાતીભાષાના બંધારણને મુખ્ય અને પ્રાચીન સહાયતા આપી હતી. વડોદરાવાળા રાવબહાદુર હરગોવીંદદાસ કાંટાવાળાએ પ્રથમ 'ગુજરાતીસાહિત્યપરિષદ' વખતે કહ્યું હતું કે,

"જૈન લોકોના ઘણા રાસા અને કવિતાઓ અદ્યાપિ પ્રકટ થયા નથી જૈન લોકોના રાસા ગુજરાતીના બધારણ તથા શુદ્ધતા ઉપર સારો પ્રકાશ પાડે એમ છે. જૈન લોકોનું પ્રાકૃત અને પરિમાત્રામા લખાણ એ જૂની ગુજરાતીનું અનુમાન કરવાને કારણભૂત થાય છે"

પ્રોફેસર મણીલાલ નભુભાઇનો અનુભવ આ પ્રમાણે છે.

"મધ્ય પ્રાચીન સમયમા જૈન લોકોએ કેટલાક કાવ્ય પ્રબધ રાસાદિથી ઐતિહાસિક બાબતો નોધી રાખી છે, અને તે ઘણી ઉપયોગી છે હેમચંદ્રાચાર્યે જે ઇતિહાસ 'દ્વાશ્રય'મા આપ્યો છે તે એટલો બધો અગત્યનો છે કે, તેના આધારે ફાર્બસે પોતાની રાસમાળાનો ભાગ લખેલો છે જૈન ગ્રથો ઇતિહાસને લગતા છે, તે બધાનું નિશ્ચયપૂર્વક ભાષાતર થવાની પૂરી આવશ્યકતા છે"

સ્વર્ગસ્થ ગોવર્ધનરામ ભાઇએ ચૌદમા શતકથી જૈનો ગુજરાતીસાહિત્યના સબંધમાં કેવો અગત્યનો ભાગ બજાવતા આવ્યા છે તે ઉપર બોલતાં કહ્યુ છે કે,

"(શતક ૧૪ મુ) ગુજરાતમા તેજસિંહના એક ગ્ર વિનાના સર્વ ગ્રથો માત્ર જૈન સાધુઓના રચેલા છે એ ગ્રથો પણ મોટા ભાગે ધર્મસાહિત્યના અને સસ્કૃત સાથે પ્રાકૃતમા પણ છે એ સાધુઓએ તેમના ગચ્છોનો આશ્રય પામી આટલો સાહિત્યવૃક્ષ ઉગવા દીધો છે ઇત્યાદિ"

"ગુજરાતીસાહિત્યનુ મૂળ પ્રથમ રોપાયુ તે વેળા દીલ્હીના બાદશાહો, ગુજરાતના સુબાઓ, અને અન્ય નાના મોટા સરદારનો વિગ્રહ આ યુગના આરંભથી ૧૩૫૦ સુધી ચાલ્યો અને તેનો ક્ષોભ ઝાલાવાડ, જુનાગઢ, ગોંડળ, વગેરે સાહીસાવાડના ગામોમા અને બાકીના ગુજરાતમા ચાલી રહ્યો હતો તેવામા જૈન ગચ્છોના ચાર પાચ સાધુઓ ક્રમ ગની સાહિત્યના એકલા આધારભૂત હતા તે પછીના પચીશેક વર્ષમા ... ૧ બીજા પાચેક જૈન સાધુઓ એવા આધારભૂત હતા."

"જૈન સાધુઓ જેટલી સાહિત્યધારા ટકાવી શક્યા તેનો કાંઇ અંશ પણ અન્ય વિદ્વાનોમાં કેમ ન દેખાયો ? એઓ ક્યાં ભરાઈ બેઠા હતા ?"

"જૈન ગ્રંથકારોની ભાષા તેમના અસંગ જીવનના બળે શુદ્ધ અને સરળરૂપે તેમના સાહિત્યમાં સ્ફુરે છે ત્યારે આખા દેશના પ્રાચીન ભીલ આદિ અનાર્ય જાતિઓ, અને રાજ તો મુસલમાન વર્ગ એ ઉભયના સંસર્ગથી બ્રાહ્મણ, વાણીઆઓની નવી ભાષા ક્રી ગીને જુદુ ધાવણ ધાવી, બંધાઇ, એ પણ તેમના (બ્રાહ્મણાદિ સંસારીઓના) આ ભ્રમણના ઇતિહાસથી સમજાશે એ સાધુઓની અને આ સંસારીઓની ઉભયની ગુજરાતી ભાષા આમ જુદે જુદે રૂપે બંધાવા પામી"

"(શતક ૧૫ મું ઉત્તરાર્ધ) પાટણ નગરમાં જૈન સાધુઓ પ્રથમની પેઠે પાછા સંસ્કૃત પ્રાકૃતમાં સાહિત્યને રચવા લાગ્યા હતા અને રાજકીય સ્થાન મળી, એ પણ તે કાળે તીર્થ જેવુંજ આ સાધુઓએ કર્યું જણાય છે"

—સ્વ૦ ગો૦ ત્રિ૦

સ્વર્ગસ્થ ગોવર્ધનરામભાઇના આ વિચારોએ કેમ જાણે ર૦ કેશવલાલ ભાઇને વિશેષ શોધખોળ કરવાને પ્રેર્યા ન હોય કે તેણે ગુજરાતીભાષાના સમય સંબંધમાં નવોજ પ્રકાશ પાડયો છે ર૦ કેશવલાલભાઇએ, ગુજરાતી ભાષા સમયની મર્યાદા આજ સુધી બાંધવામાં આવતી હતી તે શિથિલ કરી નાખતા ગુજરાતીભાષાનો સમય ઘણો વહેલો સિદ્ધ કર્યો છે આ સમય સિદ્ધ કરતા તેઓએ જૈનને અગ્રપદ આપ્યું છે બીજી 'ગુજરાતીસાહિત્ય પરિષદ્‌ના પ્રમુખપદેથી ર૦ કેશવલાલ ભાઇએ એમ સારી રીતે સિદ્ધ કર્યું છે કે, ગુજરાતી ભાષામાં લખાએલું જૂનામાં જૂનું સાહિત્ય જૈનિઓના હાથનું મળી આવે છે ર૦ કેશવલાલભાઇનો આ પ્રયોજન જૈનસમાજ ઉપર મોટો ઉપકાર થયો છે

ર૦ કેશવલાલભાઇ કહે છે કે "અત્યાર સુધીમાં આદિ કવિનું માન નરસિંહ મેહતાને સર્વાનુમતે અપાય છે વિશેષમાં એમ પણ માનવું છે કે, એ રસિક નાગરકવિના સમય પહેલાનું સાહિત્ય તે પ્રાકૃત કે અપભ્રંશ સાહિત્ય, ગુજરાતી સાહિત્ય નહીં આ રીતે એ ભક્તરાજનું નામ કવિઓની કાલાનુપૂર્વી દર્શાવવામાંજ નહી, પણ ભાષાઓની મર્યાદા બાંધવામાં પણ કામે લગાડાય છે અત્યાર સુધીમાં જે જૂજ શોધખોળ થઇ છે તેમાં નરસિંહ મેહતાની પૂર્વે થઇ ગએલા કોઇ સમર્થ કવિનું નામ મળી આવતું નથી, કે

જે એમને આદિ કવિના સ્થાનથી ઉથલાવી પાડે. પરંતુ ભાષાની બાબતમાં તો કહેવું જોઇએ કે, ઇસ્વીસનના પંદરમા શતકની મર્યાદા જે બંધાયેલી તે ચારસેં પાંચસેં વર્ષ અથવા તેથી પણ બે એક સદી વધારે પાછી હઠાવવી પડશે."

રા૦ કેશવલાલભાઇ ગુજરાતી ભાષાની મર્યાદાને પંદરમા શતકની મર્યાદાથી ચારસેં પાંચસેં વર્ષ પાછળ હઠવતાં ચારસેં પાંચસે વર્ષનું કેવું ગુજરાતી હતું એવું બતાવવા માટે અગ્યારમા, બારમા શતકનું અને તેરમા શતકનું ગુજરાતી જૈનગ્રંથોપરથી ટાંકી બતાવે છે. વળી, તેઓ પ્રાકૃતભાષાના પાણિની તરીકે જૈનાચાર્ય શ્રી હેમચંદ્રાચાર્યને કહી, ગુજરાતી ભાષાની ઓળખ હેમચંદ્રાચાર્યથી કરાવે છે.

## ગુજરાતી ભાષાનો જન્મ જૈનિયોથી હોવાયોગ્ય છે?

આ તો હવે નિર્વિવાદિત વાત છે કે, ગુજરાતી ભાષાના બંધારણમાં મુખ્ય સહાયતા જૈનિયોની છે એ વાત સર્વ સાક્ષરો સ્વીકારે છે. ઘણા ખરા ગુજરાતીભાષાના વિદ્વાનોનું એમ માનવું છે કે જૈનિયોએ ગુજરાતી ભાષાના બંધારણમાં સેંકડે પોણોસો ટકા ભાગ ભજવ્યો છે. રાવ૦ હરગોવિંદદાસ, રા. મણીલાલ નભુભાઇ, રા. ગોવર્દ્ધનરામભાઇ અને રા. કેશવલાલ ભાઇના વિચારોનું પૃથક્કરણ કરી જોતાં આ નિર્ણય શિવાય બીજો કોઇ નિર્ણય નીકળવો સંભવતો નથી. રા. કેશવલાલ ભાઇના વિચારો વાંચ્યા પછી મને ગુજરાતી-ભાષાની શોધખોળ કરવા સંબંધી જે ઇચ્છા થઇ તે ઇચ્છા, મને એમ મનાવે છે કે, ગુજરાતી ભાષાનો જન્મ જૈનિયોથી હોવા યોગ્ય છે. મારો જે આ અભિપ્રાય થયો છે તે કયા કારણોથી તે અહીં સંક્ષેપમાં જણાવીશ.

સંસ્કૃત ભાષાને જેમ તમામ આર્ય ભાષાઓનું મૂળ ગણવામાં આવે છે તેમ એમ પણ માનવામાં આવે છે કે, હાલની સંસ્કાર પામેલી ગુજરાતી ભાષાની પૂર્વસ્થિતિ અર્થાત્ પ્રાચીનગુજરાતી એ પ્રાકૃત નામથી પ્રસિદ્ધ એવી અપભ્રંશ ભાષા હતી. આ વાતને રા. ગોવર્દ્ધનરામભાઈ અનુમોદન આપે છે. રા. કેશવલાલ ભાઇએ પોતાના વ્યાખ્યાનમાં નરસિંહ મહેતાની ભાષાને અપભ્રંશ કહી તેને ગુજરાતી તરીકે ઓળખાવેલ છે; તેમજ શ્રી હેમચંદ્રાચાર્યની અપભ્રંશ ભાષાને પણ ગુજરાતી તરીકે ઓળખાવેલ છે. વળી, હેમ-

ચંદ્રાચાર્યને પ્રાકૃત બોલીઓના 'પાણિની' તરીકે કેશવલાલભાઇએ ઓળખાવેલ છે એ ઉપરથી એમ કહેવામાં આવે કે, વહેલામાં વહેલી ગુજરાતી ભાષાની ઓળખ આપણને હેમચંદ્રાચાર્યથી થ.ય છે તો તે અયોગ્ય નહીં કહેવાય. રા. કેશવલાલ ભાઇનો કહેવાનો આશય જે ગર્ભિતપણે–અવ્યક્તપણે સમાયેલો હું માનું છું તે બરાબર હોય તો મને લાગે છે કે રા. કેશવલાલ ભાઇનો અભિપ્રાય ગુજરાતીભાષાનો આરંભ કેટલેક દરજ્જે જૈનિયોથી થયેલો માનવા સંબંધીનો હોવાયોગ્ય છે. રા. કેશવલાલભાઇએ ગુજરાતી ભાષાનો 'આરંભ ક્યારથી ?" એવા પ્રશ્ન નીચે જે ઉત્તમ વિચારો સાહિત્યપરિષદ્‌ના પ્રમુખપદથી બતાવ્યા છે તે વાંચતાં જો કે, એવી સર્વથા સ્પષ્ટતા નથી થતી કે, રા. કેશવલાલભાઇનો અભિપ્રાય, ગુજરાતીભાષાનો આરંભ જૈનિયોથી જ થયો છે એવું સ્વીકારવાનો છે; પરંતુ તેની સાથે એટલું તો સ્પષ્ટ દેખાય છે કે, ગુજરાતીભાષાનું વિશેષમાં વિશેષ પ્રાચીન સાહિત્ય દેખાડવા માટે જૈન સિવાય અન્ય કોઇનું સાહિત્ય વિદ્યમાનતા ધરાવતું કેશવલાલ ભાઇની સમર્થ શોધકદૃષ્ટિને જોવામાં આવ્યું નથી.

## ગુજરાતીભાષા કઇ ભાષાપરથી થઇ ?

ગુજરાતીભાષાનો જન્મ કોનાથી થયો સંભવિત છે એ વાતપર વિચાર બાંધવા માટે ગુજરાતીભાષા કઇ ભાષા પરથી થઈ એ સંબંધી વિચાર કરવો અગત્યનો છે. અત્યાર સુધી વિદ્વાનો તરફથી એમ અભિપ્રાયો બંધાયેલ છે કે, ગુજરાતીભાષા પ્રાકૃતભાષા પરથી થઈ છે, અથવા કેટલાક એમ કહે છે કે તે અર્ધમાગધી પરથી થઇ છે. હેમચંદ્રાચાર્ય મહારાજે જે ભાષામાં સાહિત્ય લખ્યું છે તે ભાષાને 'પ્રાકૃત' તરીકે ઓળખવામાં આવે છે, જ્યારે શ્રીજિનાગમ જે ભાષામાં લખાયેલ છે તે અર્ધમાગધી તરીકે ઓળખાય છે (જુઓ. 'પ્રબંધચિંતામણિ' ગ્રંથ). રા. કેશવલાલભાઇએ સાહિત્યપરિષદ્‌ના પ્રમુખપદેથી પ્રાકૃત શબ્દની કેવી બહોળી વ્યાખ્યા થઇ શકે તેમ છે તે સંબંધી વિવેચન કર્યું છે. જો એમ કહેવામાં આવે કે, જે પ્રાકૃતભાષા હેમચંદ્રાચાર્યની છે તે ભાષાનો અપભ્રંશ તે ગુજરાતી છે તો તે વાત સ્વીકારવા અત્યારસુધી એકત્ર થયેલ સાધનો જોતાં અયોગ્ય નથી.

ગુજરાતી ભાષાની પહેલાં માગધી, અર્ધ માગધી–મહારાષ્ટ્રી, શૌરસેની અને

પૈશાચી ભાષાઓ હતી; એની કોઈથી ના પાડી શકાય તેમ નથી. હેમચંદ્રાચાર્યની અર્ધમાગધી, કે પ્રાકૃતભાષા જેવી ભાષા પરથી ગુજરાતી ભાષા થઇ છે; એ વાતને જો ખરી શોધ તરીકે સ્વીકારવામાં આવે. તો પછી જોવાનુંજ એ રહે છે કે, અર્ધમાગધી કે પ્રાકૃતનો પરિચય વિશેષ કોને હતો, કે જે પરિચયના પરિણામે ગુજરાતીભાષાની ઉત્પત્તિ થઇ હોય ? અત્યાર સુધીમાં જે જે શોધ ખોળો થઇ છે, જે જે ગ્રંથો કે શાસ્ત્રો મળ્યાં છે તે ઉપરથી એમ હિમ્મત પૂર્વક કહી શકાય કે, જૈનને વિષે અર્ધ માગધીનો સર્વથી વિશેષ પરિચય અને વિશેષ વપરાશ હતો; અને હજુ સુધી છે. જૈનનું માગધી કે અર્ધ માગધી ભાષામાં જેટલું સાહિત્ય લખાએલું અત્યાર સુધી મળી આવ્યું છે તેટલું અન્ય દર્શનોમાં લખાએલું મળી આવતું નથી. વિક્રમ સંવતની બહુ પહેલાંની સ્થિતિ કેવી હતી તે કહેવું ઇતિહાસના અભાવે મુશ્કેલ છે, પરંતુ આટલું તો ઐતિહાસિક પૂરાવાના આધારે કહી શકાય કે, વિક્રમ સંવતની શરૂઆત પહેલાંના નજીકના સમયથી તે વિક્રમ સંવતની શરૂઆત પછી ઘણા સૈકાઓથી તે અત્યાર સુધી કેમ જાણે અર્ધ માગધી અને પ્રાકૃત ભાષા જૈનિયોની અંગિત મીલકત જેવી છે તો તે અયોગ્ય નહીં કહેવાય. જો પ્રાકૃત ભાષા પરથી ગુજરાતીની ઉત્પત્તિ થઇ છે એમ ગણવામાં આવે, તો પછી એમ કહેવું કે, જેઓની આ અંગિત મીલકત જેવી આ પ્રાકૃત ભાષા હતી તેઓથી ગુજરાતી ભાષાના પ્રથમ સ્વરૂપરૂપ અપભ્રંશ ભાષાને આકાર અપાયો હતો તો તે કેમ અસંભવિત ગણાય ?

એક તરફથી પ્રાકૃતભાષા પરથી ગુજરાતીનો જન્મ કહેવામાં આવે છે, અથવા એમ કહેવામાં આવે છે કે પ્રાકૃત ભાષાનું અપભ્રંશ તે ગુજરાતી. બીજી તરફથી જૈન જેટલો કોઈને માગધી, અર્ધ કે માગધી પ્રાકૃતનો પરિચય નહીં. ત્રીજી તરફથી જૈન શિવાય કોઇ પણ સંપ્રદાય પ્રાકૃત કે અર્ધમાગધી ભાષાનું સાહિત્ય જૈન જેટલું બતાવી શકે નહી; તો એમ કહેવું વધારે સહી સલામત છે કે, જેનાથી વિશેષ પરિમાણમાં માગધી–અર્ધમાગધી કે પ્રાકૃત વપરાતી હતી તેવા જૈનિઓથી આ ગુજરાતીનો અપભ્રંશ થયો છે કે, બીજી કોઇ જાતિ કે જેને આ ભાષાઓનો પરિચય જૈનના જેટલો બહુ હોય એવું સિદ્ધ થતું નથી એવી કોઇ જાતિ તરફથી અપભ્રંશ થયો છે એમ કહેવું વધારે સહીસલામત છે ? મને તો એમ લાગે છે કે, વનરાજ ચાવડાને જૈન યતિ શ્રી શીલગુણસૂરિએ

આપેલી સહાયતાથી જૈનિયોનું રાજ્યમાં બળ વધ્યું; એટલે જૈનિયો રાજકાજમાં વધારે ભાગ લેતા થયા, અને બીજી તરફ વ્યાપાર ઉપર પણ પોતાનું વિશેષ બળ ધરાવતા થયા એટલે વિદ્યા–જ્ઞાન સંબંધમાં ક્રમે ક્રમે ઉપેક્ષિત થવા લાગ્યા; એથી કરી અર્ધ માગધી કે પ્રાકૃત ભાષાનો નિયમસર અભ્યાસ તેઓમાંથી ઓછો થવા લાગ્યો; અને ઓછો થતાં થતાં તે ભાષાઓ ઘસાતી ચાલી. આ ઘસારાનું સ્વરૂપ તે અપભ્રંશ; અને એ અપભ્રંશ ક્રમે કરી ખેડાતાં ખેડાતાં અત્યારના ગુજરાતીના આકારમાં આવેલ સંભવે છે. કોઇ પણ ભાષાનો અપભ્રંશ થવો શરૂ થાય છે તો તે અપભ્રંશનું સ્થૂલ સ્વરૂપ થતાં કેટલાક સૈકાઓ જવા જોઇએ રા. કેશવલાલભાઇ બારમા અગ્યારમા શતકનું જૈનગ્રંથોપરથી ગુજરાતીનો જે આકાર ટાંકે છે તે ગુજરાતીનું સ્વરૂપ મૂળ ભાષાપરથી થવાને માટે ઓછામાં સો બસો વર્ષો જવાં જોઇએ. આ હિસાબે રા. કેશવલાલ ભાઇએ અગ્યારમા–બારમા શતકના ટાંકેલ ગુજરાતીના આકારને અર્ધ માગધી–કે પ્રાકૃતપરથી તે સ્થૂળ આકારમાં આવતાં જ્યારથી જૈનિયો વિદ્યા–જ્ઞાનથી ઉપેક્ષિત થયા ત્યારથી તે અગ્યારમા બારમા શતક સુધીના સમય જેટલો સમય ગયો હોવો જોઇએ. વનરાજ ચાવડાના સમયથી તે કરણ વાઘેલાના સમય સુધી કોઇ વખતે કાંઇ ઓછું તો કોઈ વખતે ઘણું વધારે જૈનિયોનું જોર ગુજરાતમાં હતું. તેમાં પણ વનરાજ, કુમારપાળ અને વસ્તુપાળ તેજપાળના વખતમાં જૈનિયોનું જોર ગુજરાતની રાજ્યસત્તામાં એટલું મહત્વવાળું હતું કે, જૈનિયોથી બીજાઓને દોરાવું પડતું હતું. આવું જેનું જોર હતું તેના તરફથી જે ભાષાનો ઉપયોગ વધારે થનો હતો તે ભાષાનું અનુકરણ બીજી જાતો કરે એ સ્વાભાવિક હતું; એટલે પ્રાકૃતના અપભ્રંશરૂપ થતી જતી ગુજરાતી ભાષાનો ઉપયોગ જૈનિયોની પછવાડે બીજી જાતિઓએ કર્યો હોય એ અસંભવિત નથી.

આ વાતની સાથે જૂનામાં જૂની ગુજરાતી કોના હાથની મળી આવે છે, અને ગુજરાતીના ખેડાણના ઉગ્ર સમયમાં વિશેષ પરિમાણમાં ગુજરાતી સાહિત્ય કોનું લખાએલું છે, એ બે બાબનો પર વિચાર કરવામાં આવે, તો મારો મત વિદ્વાનોના વિચારને પાત્ર છે કે નહીં તે જણાય. અત્યારસુધીમાં જૈન શિવાય બીજા કોઈના હાથથી લખાએલું ગુજરાતી સાહિત્ય મળતું નથી. તેમ જ્યારથી ગુજરાતીસાહિત્ય લખાવું શરૂ થયેલું મળી આવે છે ત્યારથી તે ગુજરાતીના ખેડાણના ઉગ્ર સમય સુધીમાં વિશેષ જૈનિઓના હાથે તે લખાયેલું

છે એમ જો શોધ કરવામાં આવે તો સહજમાં જણાય તેમ છે.

વળી, રા. કેશવલાલભાઇએ હેમચંદ્રાચાર્યને પ્રાકૃત બોલીઓના પાણિની તરીકે ઓળખાવતાં, હેમચંદ્રાચાર્યના "અષ્ટાધ્યાયી" ની જે શાખ આપે છે. તે શું બતાવે છે? શ્રી હેમચંદ્રાચાર્યની 'શબ્દનામમાળા' એ ગુજરાતીભાષાને કેટલી સહાયતા આપી છે?

જો પ્રાકૃતભાષા પરથી થએલ અપભ્રંશ તે ગુજરાતી હોય, જો અર્ધ માગધી અને પ્રાકૃત મૂળ ભાષાનો પરિચય સર્વ કરતાં જૈનિયોને વિષે હોય, જો જૈનિયો રાજકાજમાં પડતાં વિદ્યા-જ્ઞાન તરફ ઉપેક્ષિત થતાં પ્રાકૃતની અપભ્રંશતા થઇ હોય, જો, અપભ્રંશના ખેડાણ કરવાનાં સાધનોની મૂળ પ્રયત્ના જૈનિયોએ કરી હોય, જો જૂનામાં જૂનું ગુજરાતી જૈનિયોનું મળતું હોય, જો ગુજરાતીના ઉગ્ર ખેડાણ સમય સુધીમાં જૈનિયોનું વિશેષ લખાએલું ગુજરાતી સાહિત્ય મળતું હોય, તો એમ કહેવું કે ગુજરાતીની મૂળ ઉત્પત્તિ જૈનિયોથી થઈ છે તો તે કોઇ રીતે અયોગ્ય છે?

મારા આ અનુમાનની સાથે જૈનિયોએ ગુજરાતી ભાષાના બંધારણ અને સ્થિતિને આપેલી પોણોસો ટકા સહાયતા આપી છે એ વાતને લક્ષ્યમાં લેવામાં આવે, તો સરળતાપૂર્વક સ્વીકાર થાય કે, ગુજરાતી ભાષાનું મૂળ સ્થાન જૈનિઓથી માનવું વધારે યોગ્ય છે. રા. હરગોવિંદદાસ કહે છે કે "જૈન લોકોના રાસા ગુજરાતીના બંધારણ તથા શુધ્ધતા ઉપર સારો પ્રકાશ પાડે છે" રા. ગોવર્ધનરામ ભાઈ પણ તેરમા શતકથી ભ્રમણ યુગ સુધીમાં જૈનિઓને ગુજરાતી ભાષાના આધારરૂપ માને છે. રા. કેશવલાલભાઇએ તો અગયારમા શતકથી જૂનામાં જૂનું ગુજરતી જૈનિયોનું શોધી બતાવ્યું છે. આ સઘળું બીજાં કોઇ કરતાં જૈનિયોના લાભમાં વિશેષ જતું નથી?

જેમ બીજા સાક્ષરોએ આ સંબંધમાં અનેક અનુમાનો કર્યાં છે તેમ મેં પણ આ એક પ્રકારનું અનુમાન કર્યું છે. આ અનુમાન પાયાદાર છે કે નહીં તે જોવાનું કાર્ય શોધખોળ કરનારાઓનું છે. મારૂં અનુમાન સત્યરૂપ ઠરે, અથવા ન ઠરે તેનો મને આગ્રહ નથી; પરંતુ જો મારા અનુમાનને કસોટીએ ચઢાવી અભિપ્રાય બાંધવામાં આવશે, તો મને ઘણો સંતોષ થશે. ગુજરાતી ભાષાનો જન્મ જૈનિયોથી છે એવું સિદ્ધ થાય તો મને એક નવા પ્રકાશ પાડનાર અભિપ્રાય માટે હર્ષ જો કે થશે; પરંતુ મને સાંપ્રદાયિક

મોહ તો ઉત્પન્ન નહીં થાય કે, ગુજરાતીભાષાના જન્મદાતાએ મારા પૂર્વજો છે. એથી ઉલટું, જો અર્ધમાગધી કે પ્રાકૃતભાષાનો અપભ્રંશ કરનાર જૈનિયો હોય, તો મને સામો ખેદ થશે. કેમકે જે ભાષાને અગ્રપદ એક સમયે અપાતું હતું તેનો ગુજરાતીભાષામાં અપભ્રંશ કરી અવનતિ કરવામાં જૈનિયો નિમિત્ત થયા છે. આમ મને લાગ્યા વિના ન રહે. જો કે હું સમજું છું કે રા. મનસુખલાલ કીરચંદે કહ્યુ છે તેમ જૈની વિદ્વાનોએ લોકભાષામાં ઉપદેશ આપવો ઉપકારક સમજી તેમ કર્યું છે.

## જૂનામાં જૂની ઉત્તમ ગુજરાતી જૈનીની છે?

નરસિંહ મેહેતાનું ગુજરાતી અત્યારસુધીમાં વિશેષ મસ્કારી ગણાયું છે. મારી પણ આ પ્રકારની માનીનતા અત્યાર સુધી છે, તથાપિ જૂનામાં જૂની ઉત્તમ ગુજરાતી તરીકે પોતાની ભાષા ગણાવાની કીર્ત્તિ તો એક જૈન વિદ્વાન ખાટી જાય તેમ લાગે છે. આ ગ્રંથને માટે જ્યારે હું સંગ્રહ કરતો હતો ત્યારે મને જૂનામાં જૂની ઉત્તમ ગુજરાતીમાં જૈન વિદ્વાનથી લખાએલ એક લેખ મળી આવ્યો. આ લેખે મારી ઉપરની માનીનતા ઉત્પન્ન કરી છે. આ લેખ "ગૌતમરાસો" એ નામનો છે. આ લેખ નરસિંહ મહેતા પહેલાં ઓછામાં ઓછા ૭૫ વર્ષે લખાએલ છે. 'ગૌતમરાસા'ની પૂર્ણતા કરતાં લેખના સમયસબંધમાં લખ્યું છે કે,

ચઉદ્દહસય બારોત્તર વરસેં, ગોયમ ગણહર કેવળ દિવસેં,
કિઉ કવિત ઉપગાર કરો, આદિહિં મંગલ એહ પભણીજે;
પરવ મહોચ્છવ પહિલો લીજે, ઋદ્ધિ વૃદ્ધિ કલ્યાણ કરો.

"ચૌદ સહ બારોત્તર વર્ષે" આ શબ્દોથી લેખનો સમય જણાય છે. નરસિંહ મેહતા પંદરમા શતકની અંતમાં થયા છે. જ્યારે આ ગૌતમરાસા વાળા ઉદયવંતમુનિ પંદરમા શતકની શરૂઆતમાં થયા છે.

ગૌતમ રાસમાં વત્થુ (વસ્તુ) છંદ લખાએલ છે તે જો કે ગુજરાતી ભાષામાં લખાએલ છે એમ જણાય છે, તથાપિ તે ગુજરાતી પંદરમા શતક પહેલાનું સંભવે છે. જ્યારે રાસામાં ભાષા લખાએલ છે તે પંદરમા શતકનું ગુજરાતી છે. મતલબ કે વસ્તુછંદના લેખક કોઇ બીજા પણ હોય. વત્થુ (વથ્થુ) ની ગુજરાતી ભાષા અને ભાષાછંદની ગુજરાતી ભાષા આ રાસમાં મૂકેલ છે તેપરથી તે ભાષાનું સ્વરૂપ જોઇ શકાશે.

વસ્તુછંદના ગુજરાતીનો નમુનો —

દાણ અનુક્રમે ઈણિ અનુક્રમે નાણસંપન્ન,
પન્નરકસય પરવરિય હરિય દિય દુરિતણુનાહ વંદે,
જાણવિ જગગુરુ વયણ તિહ નાણ અપાણ નિંદે,
ચરમ જિણેસર ઇમ ભણે, ગોયમ મ કરિસ ખેઉ,
છેહ જઇ આપણ સહી, હોસું તુલા બેઉ

ભાષાછંદના ગુજરાતીનો નમુનો —

જિમ સુરતરુવર સોહે શાખા જિમ ઉત્તમ મુખ મધુરી ભાષા,
જિમ વન કેતકી મહમહે એ, જિમ ભૂમિપતિ ભુયબલ ચમકે,
જિમ જિનમંદિર ઘંટા રણકે, તિમ ગોયમ લબ્ધે ગહગહે એ

આ ' ગૌતમ રાસો ' એક એવી વસ્તુ છે કે જે નરસિંહ મેહતાની પહેલાના સમયનું ઉત્તમ ગુજરાતી બતાવી શકે છે

## ' ગૌતમ રાસો નરસિંહ મેહતાને આદિ કવિના સ્થાનથી ઉથલાવી શકે ?

આજ સુધીમા પરમ ભક્તરાજ શ્રી નરસિંહ મહેતાને આદિ કવિ તરીકે સ્વીકારવામા આવ્યા છે રા ગોવર્ધનરામભાઇ અને રા કેશવલાલભાઇ ગુજરાતીભાષાના સમયની મર્યાદાને શિથિલ કરી શક્યા છે, તથાપિ શ્રી નરસિંહ મહેતાને આદિ કવિના સ્થાનથી ઉથલાવી પાડે એવા સાધનો વિદ્યમાન નથી એમ રા. કેશવલાલ ભાઇના કહેવાનો આશય છે નરસિંહ મહેતાએ લખેલ પદ્યસાહિત્ય જેટલું મળી શકે છે, તથા તેના પદ્યની જે અસર સમાજ ઉપર થઇ છે તે કારણે તેમજ નરસિંહ મહેતાનું ગુજરાતી વિશેષ સરસ્મરી છે તે કારણે તેઓને આદિ કવિનું સ્થાન નિવાજવું એ મને પણ કેવળ વાસ્તવિક લાગે છે પરંતુ જો નરસિંહ મેહતાનું કાવ્યસાહિત્ય સર્વથી પહેલું ઉત્તમ ગુજરાતીમા લખાયેલું છે એવી દલીલથી તેઓને તે સ્થાનને પાત્ર ગણવામા આવે, તો મારા પામર અભિપ્રાય પ્રમાણે ગૌતમરાસાના કર્તાને અન્યાય આપવા જેવું થશે ગૌતમરાસાના ગુજરાતીને ઉત્તમ ગુજરાતી તરીકે ગણવામા કોઇ રીતે વાંધો ઉઠાવી શકાય તેમ લાગતું નથી, આ કારણથી તેમજ તેઓ નરસિંહ મેહતાની પૂર્વે થયા છે તે કારણથી તેઓને આદિ કવિના સ્થાનના દાવાદાર બનાવવા પ્રયત્ન કરવો એ જેમ નરસિંહ મહેતાને

અન્યાય આપવા જેવું નથી, તેમ ગૌતમરાસાના કર્ત્તાને ન્યાય આપવા જેવું છે. એટલું ખરૂં છે કે, નરસિંહ મેહેતા જેટલું ગૌતમરાસાના કર્ત્તાનું સાહિત્ય-ભંડોળ મળતું નથી; પણ એનો અર્થ એ ઉપરથી એવો ન કરાય કે, તેઓમાં ગુજરાતી ભાષામાં કવિતા લખવાની શક્તિ ઓછી હતી. ગૌતમરાસાના કર્ત્તાના હસ્તે બીજા લેખો લખાયા હોય, તથાપિ તેનો કાળે કરી નાશ થયો હોય તોપણુ ના કેમ કહેવાય ! કવિત્વશક્તિ થોડું સાહિત્ય લખ્યું હોય અથવા થોડું સાહિત્ય મળતું હોય તો તે ઉપરથી બીજાની સાથે સરખાવી ન શકાય. તે શક્તિ તો તેની કૃતિ ઉપરથી પારખી શકાય. ગૌતમરાસાની કૃતિ ઉપરથી જોઇ શકાય તેમ છે કે, તેના કર્ત્તાની કવિત્વશક્તિ તે સમય જોતાં પ્રસંશનીય હતી. ગૌતમરાસો જોવાથી તેઓની કવિત્વશક્તિ અને તેઓનું ગુજરાતી કેવું ઉત્તમ હતું તે જણાશે. જો quantity ભંડોળ ઉપરથી નિર્ણય કરવામાં આવે, તો ગૌતમરાસાના કર્ત્તા નરસિંહ મેહતાનું આદિકવિનું સ્થાન ઉથલાવી શકે નહીં. પરંતુ જો જાત (quality) અને સમય ઉપરથી નિર્ણય કરવામાં આવે, તો ગૌતમરાસાના કર્ત્તા "આદિકવિ" નું સ્થાન લેવાને અવશ્ય ભાગ્યશાળી થાય. આ વાત લખતાં મારે ગુજરાતીસાહિત્યના રક્ષકોને એટલું જણાવવાની જરૂર છે કે, નરસિંહ મહેતા જેવા મહાત્મા પ્રત્યે અવિનય કરવાના ઉદ્દેશથી, અથવા તો તેઓને માત્ર મારા સંપ્રદાયમોહના કારણથી આદિ કવિના પદથી અસ્થિર કરવાના હેતુએ આ પ્રશ્ન મેં ઉદ્ભવાવ્યો નથી. હું પણ બીજાઓની સાથે એમ માનનાર છું કે, ગુજરાતી ભાષાને જે સહાયતા આ ભક્તશિરોમણિ નરસિંહમહેતાએ આપી છે તેવી સહાયતા તે સમયમાં બીજા કોઇએ આપી નથી. આ પ્રશ્ન હું જે કારણથી ઉત્પન્ન કરૂં છું તે કારણ સાહિત્યદૃષ્ટિનું છે.

ગુજરાતીભાષા સાથે જૈનિયોના સંબંધ વિષે આ પ્રમાણે થોડુંક વિવેચન કરી, આ સંગ્રહ સમાજસન્મુખ રજુ કરૂં છું. આ સંગ્રહ કરવામાં ઉદ્દેશ માત્ર એટલોજ છે કે, જેટલું બની શકે તેટલું પ્રાચીન ગુજરાતી જૈન સાહિત્ય પ્રકટ કરવું. આ શિવાય બીજો કંઇ હેતુ નથી. જૈનસમાજ આ સંગ્રહ પ્રત્યે કદરબુદ્ધિથી જુએ, એમાં તેના કર્ત્તવ્ય શિવાય અન્ય કાંઇ હોય એમ મારૂં માનવું નથી. જૈન શિવાય ગુજરાતીભાષાની સૃષ્ટિ આ સંગ્રહનો સત્કાર કરશે, તો અવશ્ય ગુજરાતીસાહિત્યના સંબંધમાં નવો નવો પ્રકાશ પડતો જશે.

મ૦ ૨૦ મે૦

# આનંદઘન.

---

સત્તરમા શતકમાં જે વિદ્વાનો થયા તેમાં એક આત્મજ્ઞાની મહાત્મા તરીકે કોઇએ સર્વથી વિશેષ ખ્યાતિ, શ્વેતામ્બર સમ્પ્રદાયમાં મેળવી હોય તો આનંદઘનજી મહારાજે મેળવી છે આ ગ્રંથમા આનંદઘનજી મહારાજના લખેલા બે લેખો પ્રકટ થાય છે એક તેઓની રચેલી 'સ્તવનાવલિ' અને બીજી તેઓની રચેલી 'બહોતેરી' આ બે કૃતિઓ શિવાય કોઇ વિશેષ કૃતિ આ મહાત્માની હજી સુધી મળી શકી નથી, અને હવે પછી મળવાનો સંભવ પણ ઓછો છે ઘણાખરા લખનારાઓની, અને તેમા પણ ખાસ જૈન લખનારાઓની એક એવી શૈલી જોવામા આવે છે કે, ગ્રંથપૂર્ણતાએ, ગ્રંથકાર પોતે કયા સમ્પ્રદાયમાં થયા છે, પોતે કયા ગુરુના શિષ્ય છે, કયા સ્થળમા અને કયા વર્ષમા ગ્રંથ લખ્યો એ વગેરે હકીકત આપે છે જે મહાત્માનુ ચરિત્ર અહી લખવા પ્રયાસ થાય છે તે મહાત્માએ આ શૈલીનુ અનુકરણ કર્યું જણાતુ નથી, એટલે આપણે તેઓ સંબંધી આ પ્રકારની ઐતિહાસિક હકીકત મેળવવા નસીબવંત નથી.[1]

આનંદઘને આ શૈલીનુ અનુકરણ શા માટે નહી કર્યું હોય એવી શંકા થવા યોગ્ય છે. પરંતુ તે શંકાનુ સમાધાન બહુ સરળ છે. આનંદઘનજીની દશા એવી આત્મમગ્ન થઇ ગઇ હતી કે, તેઓને તે શિવાયના

---

૧ આનંદઘનજી મહારાજની બે કૃતિઓમા 'બહોતેરી' ના અંતમા આ ક્રમ લીધેલો જોવામા આવતો નથી 'સ્તવનાવલિ' મા લીધો હતો કે નહી તે કહી શકાય એમ નથી, કારણ કે, તેઓએ લખેલી સ્તવનાવલિમા ૨૨ તીર્થંકરની સ્તવનાઓ મળે છે બાકીના બે તીર્થંકરોની મળતી નથી બાકીની જે બે મળતી નથી તેમા છેલ્લા મહાવીરસ્વામીના સ્તવનને અંતે આ ક્રમ આપ્યો હોય તો કહી શકાતુ નથી વડોદરાવાળા ભાઈ માણેકલાલ ઘેલાભાઇ ઝવેરીને હાલમા બે સ્તવનાઓ મળી છે તેઓને જેના તરફથી આ બે સ્તવનાઓ મળી છે તેનુ કહેવુ એમ છે કે, એ આનંદઘનજી મહારાજની રચેલી છે આ વાતનો નિર્ણય થવાની જરૂર છે ભાઇ માણેકલાલને મળેલી સ્તવનાઓમા પણ આ ઐતિહાસિક ક્રમ નથી

—સંગ્રહકર્તા.

બધા કાર્ય જંજાળરૂપ લાગતા કેટલોક સમય થયા મને એવી અભિલાષા વર્ત્તતી હતી કે, બની શકે તેટલો પુરૂષાર્થ કરી, આ મહાત્માનુ ઐતિહાસિક ચરિત્ર મેળવી સમાજસન્મુખ રજુ કરવુ જૂદા જૂદા આકારે ઘણો શ્રમ કરવા છતા, હુ દિલગિર છુ કે, હજી સુધી કાઇ પણ દૃઢ ઐતિહાસિક વૃત્તાંત હુ મેળવી શક્યો નથી[1]

---

૧ મે જૂદા જૂદા સ્થળોએ પૂછપરછ કરી હતી, તે ઉપરાંત નીચેનુ પ્રશ્ન પત્ર પ્રકટ કર્યું હતુ, પણ દિલગિર છુ કે, એકે પ્રશ્નનો ઉત્તર મળી શક્યો નહોતો —

મને નીચેની હકીકત શ્રીમાન આનંદઘનજી મહારાજ સબધી પુરી પાડશો તો ઘણો આભાર થશે નીચે પુછેલી હકીકતમાથી જેટલી જાણવામા હોય તેટલી પણ મોકલવા વિનતિ છે

૧ શ્રીમાન્ આનંદઘનજી મહારાજનો જન્મ ક્યારે અને કયા સ્થળે થયો હતો ?

૨ તેઓશ્રી જ્ઞાતે કેવા હતા ? તેઓના પિતા તથા માનુ નામ શુ હતુ ? તેઓના માબાપનો મુળ પ્રદેશ કયો ?

૩ તેઓના વંશ અથવા કુલ સબધી કંઈ હકીકત જોવામા છે ?

૪ તેઓને દીક્ષા લેવાનુ નિમિત્ત શુ મળ્યુ હતુ ? દીક્ષા કોની પાસે લીધી હતી ? કેટલા વર્ષની વયે, અને કઈ સાલમા તથા કયા ગુરૂ પાસે લીધી હતી ?

૫ તેઓનુ સસાર દશામા શુ નામ હતુ ? અને દીક્ષા લીધા પછી શુ નામ રાખવામા આવ્યુ હતુ ? તેઓનુ "લાભાનંદજી" નામ કઇ અવસ્થાનુ હતુ ? અજ્ઞાન લોક તેઓશ્રીને "ભગડભુતા" કહી ભાડતા હતા તે સબધી જાણવામા કંઇ હકીકત છે ?

૬ તેઓએ કયા કયા પ્રદેશોમા વિચરવાનુ રાખ્યુ હતુ ? મારવાડ ગુજરાત, કાઠિયાવાડ (ઝાલાવાડ) કચ્છના ભાગમા તેઓએ વિહાર કર્યો હતો ?

૭ આનંદઘનજી મહારાજ મૂળ કાશી તરફના વતની હોવાનો સભવ છે ? કાશી તરફથી તેઓ મારવાડ અથવા ગુજરાતના પ્રદેશમા આવ્યાનો સભવ છે ?

૮ તેઓએ રચેલા "આનંદઘન ચોવીશી" તથા "આનંદઘન બહોતેરી" "ક્યારે રચાયા હોવાનો સભવ છે ? પ્રથમ "ચોવીશી" લખાઈ હશે કે "બહોતેરી ?"

૯ એમ જે કહેવામા આવે છે કે તેઓ અને ઉપાધ્યાય યશોવિજયજી મહારાજનુ મળવુ થયુ હતુ તે કઇ સાલમા તથા કયા સ્થળે ? યશોવિજયજી મહારાજે આનંદઘનજી મહારાજની સ્તુતિ કયા પ્રકાર માટે કરી હશે ?

આનંદઘનજી મહારાજનો જન્મ કયા પ્રદેશમાં થયો હતો, તેઓએ સંસારત્યાગ ક્યારે કર્યો, કયા ગુરૂ સમીપે કયા દીક્ષિત થયા, એ સબંધી કિંચિત્ માત્ર પણ હકીકત મળતી નથી આવી હકીકતના અભાવે તેઓ કયા પ્રદેશમા વિશેષ રહ્યા હોવા જોઇએ એટલુ શોધી કાઢવાની હુ તજવીજ કરવા ધારૂ છુ આ શોધવુ, તે પણ કાઇ ઐતિહાસિક સાધનદ્વારા નથી. તેઓ સબંધી આ હકીકત હુ 'ભાષાવિવેકશાસ્ત્ર' ( Philology )ની સહાયતા વડે શોધવા પ્રયત્ન કરીશ. 'ભાષાવિવેકશાસ્ત્ર' એ એક એવી ચીજ છે કે જે પુરૂષનુ વૃત્તાત ચિતરવુ હોય તે પુરૂષના લખેલા લેખો મળી આવે, તો તે લેખોની ભાષાની જાતિ-પ્રકાર ઉપરથી કેટલીક હકીકત મેળવી આપે છે આનંદઘનજીની ઉપર કહ્યા પ્રમાણે, 'સ્તવનાવલિ' અને 'બહોતેરી' એ બે કૃતિઓ મળી આવે છે આ કૃતિની ભાષાના પ્રકાર ઉપરથી, તેઓ કયા પ્રદેશમા વિશેષ રહ્યા હોવા જોઇએ એટલુ શોધવાની પ્રયત્ન કરીશ. આ પ્રયત્ન કરતા હુ જે અનુમાન ઉપર આવુ તે અનુમાન સહજ હોય એવુ કાઇ નથી મારૂ અનુમાન યોગ્ય અથવા સત્ય ન હોય એમ નથી

'સ્તવનાવલિ' અર્થાત્ ચોવીશ જિનેશ્વરની સ્તુતિ સ્તવનારૂપ કૃતિ આ સ્તવનાવલિ જેને શુદ્ધ સરકારી ગુજરાતી કહીએ ( જુઓ, શરૂઆતમા આપેલ મી૦ અજારીઆનો અભિપ્રાય ) તેમા લખાએલ છે જો કે કેટલાક જૈન પારિભાષિક પ્રાકૃત શબ્દોનો પ્રયોગ અવાર નવાર થયો છે ખરો

---

૧૦ " આનંદઘન ચોવીશી " અને " આનંદઘન બહોતેરી " ના સિવાય બીજા કોઇ તેઓના બનાવેલા ગ્રથો છે ? ?

૧૧ આનંદઘન ચોવીશીની ભાષા વધારે કયા પ્રદેશને લગતી છે ? ગુજરાત, મારવાડ કે કાઠિયાવાડને લગતી છે ? મારવાડી, કાઠિયાવાડી કે ગુજરાતી શબ્દો કયા કયા સ્થળે ચોવીશીમા જોવામા આવે છે ?

૧૨ તેઓનો દેહોત્સર્ગ ક્યારે અને કયા સ્થળે થયો ?

૧૩ તેઓ કયા ગચ્છમા થયા છે ? અને તેઓના ગુરૂભાઇ અથવા કોઈ શિષ્યના નામ જાણવામા છે ?

ઉપલી હકીકત મારા તરફથી પ્રગટ થનારા "જૈન ગ્રન્થમાળા" માટે આનંદઘનજી મહારાજનુ ઐતિહાસિક ચરિત્ર લખવુ છે, તેટલા માટે જોઇએ છે કૃપા કરી જેનાથી જેટલી હકીકત મોકલી શકાય તેટલી મોકલાવશો, તો ઘણો આભાર થશે

'બહોતેરી'એ હીંદિભાષામાં લખાએલ પદોનો સંગ્રહ છે. 'બહોતેરી' સંજ્ઞા ઉપરથી સામાન્ય રીતે એમ માની શકાય કે, તેમાં બહોતેર પદ હશે; પરંતુ આમાં તેમ નથી. આ કૃતિમાં એકસો ઉપરાંત પદ છે. 'બહોતેરી' સંજ્ઞા શા કારણે અપાઈ તે કહી શકાતું નથી. જો 'સ્તવનાવલિ'નું ગુજરાતી, ગુજરાતી ભાષા જે જૂદા જૂદા ભાગમાં બોલાય છે તેમાં કયા ભાગનું છે તે નક્કી કરી શકાય, તેમજ 'બહોતેરી' કયા પ્રદેશની હિંદુસ્થાની ભાષામાં લખાએલ છે તે ધારી શકાય, તો આનંદઘનજી મહારાજ કયા પ્રદેશમાં વિશેષે વિચર્યા હતા, અથવા કયા પ્રદેશનો તેમને વિશેષ પરિચય રહ્યો હતો તે સંબંધી વિચાર બાંધી શકાય. કેટલાકનું એમ માનવું છે કે, આનંદઘનજી મહારાજ મારવાડમાં વિશેષે રહેતા હતા. કેટલાકનું તો વળી એમ પણ માનવું છે કે, તેઓ મારવાડના મૂળ વતની હોઇ તે તરફમાં વિશેષ કાળ રહ્યા હતા. કેટલાક તેઓની ભાષાને મારવાડી સંસ્કારવાળી પણ ગણે છે. વળી, કોઈ કોઇ ગુજરાતને પણ તેઓનો વિચરવાનો પ્રદેશ માને છે. જ્યારે મેં આનંદઘનજી મહારાજ સંબંધી ઐતિહાસિક હકીકત મેળવવાની તજવીજ શરૂ કરી ત્યારે મને જો કે એટલી હકીકત મળી કે, મારવાડના ચોકસ નાના ગામમાં આનંદઘનજી મહારાજનો ઉપાશ્રય છે; પરંતું એ ઉપરથી હું હજુ સુધી એમ માનવાને દોરાયો નથી કે, તેઓ વિશેષે મારવાડમાં વિચર્યા હતા. 'બહોતેરી'ની ભાષાનું પૃથક્કરણ કરવાનું હવે પછીને માટે રાખી હું પ્રથમ 'સ્તવનાવલિ'ની ભાષાનું પૃથક્કરણ કરવા એટલા માટે તજવીજ કરીશ કે, આનંદઘનજી મહારાજની ગુજરાતી ભાષા, ગુજરાતી બોલાતા કયા પ્રદેશને વિશેષ બંધબેસતી થાય છે.

પ્રાચીનશોધખોળદર્શક વસ્તુની કેટલી કિમ્મત છે તેનો ખ્યાલ હજુ સુધી આપણા લોકોમાં જોઇએ તેવો નહીં હોવાથી તેઓ પ્રાચીન વસ્તુમાં ફેરફાર કરી નાંખે છે; અને ઘણી વખતે એટલો મોટો ફેરફાર કરી નાંખે છે કે, મૂળ વસ્તુનો સહેજ પણ ખ્યાલ આવી શકવો મુશ્કેલ. કેવો મોટો ફેરફાર કરી નાંખે છે તેનો એકજ દાખલો અહીં આપવો બસ થશે. શ્રી શેત્રુંજય ઉપર જૈનરાજ્યકર્ત્તા શ્રી સંપ્રતિરાજાનું દેવાલય છે. આ દેવાલય જીર્ણ થતાં તેના ઉપર થોડી ઘણી ન ચાલી શકે તેવી મરામત

એ ખાસ જરૂરનુ છે, પરતુ અત્યારે એ દેવાલયના સબધમા એવો મોટો ફેરફાર કરી નાખવામા આવ્યો છે કે, શ્રી સપ્રતિ રાજાના વખતનુ તે કરાવેલું છે એવો સહેજ પણ ખ્યાલ આવવો મુશ્કેલ એટલુજ નહી, પણ અત્યાર-ના પ્રવાહ પ્રમાણે રગ, ચિત્રો, કાચ, વગેરે પદાર્થોનો એટલો અને એવા પ્રકારનો ઉપયોગ કર્યો છે કે, અત્યારના માણસો તો એમ સમજે કે, સુધારણા કરી છે, પણ બસો વર્ષ પછીના માણસોને સપ્રતિ રાજાના વખતનુ તે દેવાલય છે એમ કહેવામા આવે, તો તે અવશ્ય શકાની નજરથી જોયા વિના ન રહે પ્રતિમાવિષયક તામ્રપત્રના સબધમા સપ્રતિ રાજાના વખતની પ્રતિમાઓનો દાખલો આપવામા આવે છે, પરતુ મારૂ તો પ્રમાણિક એમ માનવુ છે કે, સો બસો વર્ષ પછીના માણસો ઘણુ કરીને, કરેલા ફેરફારના કારણે એ દાખલો બનાવટી છે એમ કહેવાને પણ તૈયાર થાય તો ના નહી

આજ રીતે બીજો ફેરફાર એવો કરવામા આવે છે કે, જે વિશેષ આ શકા કરતા શીખવે ખભાતના બિબને બિહારમા સ્થાપવામા આવે. એ બિબ ઉપર સવત્ આદિ સમયસૂચક ચિન્હો પ્રાચીન હોય, અન્ય ભૂમિ દર્શક હોય છતા તે બિહારમા સ્થાપવામા આવે, તો ભવિષ્યના પ્રાચીન શોધ-ખોળ કરનારાઓની શોધને આડે આવવા જેવુ થાય કે નહી ?

જેમ પ્રાચીન શોધખોળ વસ્તુઓના સબધમા આવો ફેરફાર કરી નાખવામા આવે છે તેમ પ્રાચીન ભાષામા પણ ફેરફાર કરવામા આવે છે આથી જે નુકસાન સમાજને થાય છે તેનો ખ્યાલ માત્ર શોધકોનેજ આવી શકે વડોદરા સરકાર તરફથી છપાએલ 'શીતલનીના ગરબા'મા ભાષા સબધનો ફેરફાર કરી નાખવામા આવ્યો છે જો કે તે પુરવાર કરવાની સ્થિતિમા નથી પરતુ મારૂ તો એમ માનવુ છે કે નરસિહ મહેતાના મૂળ ગુજરાતીમા પણ પાઠ ભેદથી ફેરફાર થયો હોય એ સભવિત છે આજના ચરિત્રનાયકની આ અવલોકન હેઠળની 'સ્તવનાવલિ'ની આવૃત્તિઓ જૂદા જૂદા અનેક સ્થળોએથી છપાએલ છે અને દરેક જૂદા જૂદા છપાવનારાએ પોતાની મતિ પ્રમાણે ફેરફાર કર્યો છે હુ દિલગિર છુ કે, આ ગુચ્છકમાજ મારા તરફથી પણ આજ જાતની ભૂલ શરૂઆતમા થઇ ગએલ છે હુ પણ ભાષાને શુદ્ધ કરવાના ખ્યાલમા પ્રથમ ખેચાઇ ગયો હતો, અને તેથી તે ભૂલ શરૂઆતમા કરી છે.

દાખલા તરીકે, કેટલીક આવૃત્તિઓવાળાએ આનંદઘનજી મહારાજની જૂની ભાષામાં 'ઈમ' શબ્દ હોવો જોઇએ તેને બદલે 'એમ' કરી નાંખેલ છે. 'કિમ' ને બદલે 'કેમ' કરી નાંખેલ છે. 'કિરિયા' ને બદલે 'ક્રિયા' કરી નાંખેલ છે. અત્યારના શુદ્ધ ગુજરાતીની નજર આગળ જૂની ભાષા અશુદ્ધ લાગશે અથવા ઉત્તમ પ્રકારની નહીં લાગે; પરંતુ 'ભાષાવિવેકશાસ્ત્ર' (Philology) દષ્ટિએ આવા ફેરફારો પણ જૂની શોધખોળને કેટલું ગંભીર નુકસાન કરે છે તે તો જાણનારાજ જાણી શકે.

આનંદઘનજી મહારાજની ભાષા ઉપરથી તે સમયની સ્થિતિ વગેરે શોધવામાં, છપાવનારાઓએ કરેલા ફેરફારો, ઘણા વિઘ્નકર્તા થાય તેમ છે. એટલે નિરૂપાયતાથી અસાર મળતી પ્રતો ઉપરથી ભાષાવિવેકશાસ્ત્રની દષ્ટિએ તે વખતની જે સ્થિતિ અનુમાનાય તેટલી અનુમાનવી પડે છે.

આપણામાં એક કહેવત છે કે, "બાર ગાઉએ બોલી બદલાય." આ કહેવત પ્રમાણે જો કે મૂળ ભાષા એકજ હોય છે, છતાં તેમાં સ્થાનિક ફેરફાર હોય છે. ગુજરાતી ભાષા મુખ્ય કરી ત્રણ પ્રદેશમાં બોલાય છે. ગુજરાત, કચ્છ અને કાઠિયાવાડ. ગુજરાતની અંદર અમદાવાદના ગુજરાતીમાં અને સુરતના ગુજરાતીમાં સ્થાનિક ફેરફાર નાનો નથી, આજ રીતે અમદાવાદ જીલ્લાના ગુજરાતીમાં અને તળ અમદાવાદના ગુજરાતીમાં પણ ફેરફાર જોવામાં આવે છે. જો એક તાલુકા અને બીજા તાલુકાની ભાષા વચ્ચે ફેર પડતો હોય, જો એક જીલ્લા ને બીજા જીલ્લાની વચ્ચે પણ તફાવત રહેતો હોય, તો એ સ્પષ્ટ છે કે એક પ્રાંત અને બીજા પ્રાંત વચ્ચે તફાવત રહેવો જ જોઇએ. આ રીતે ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છના ગુજરાતીમાં ઘણો ફેરફાર માલમ પડે છે તેમ હોવો જ જોઇએ.

ગુજરાત, કચ્છ અને કાઠિયાવાડના ગુજરાતીમા જે તફાવત નજરે પડે છે તે પ્રથમ કેવા પ્રકારનો છે તે જોઇએ. આ ત્રણે પ્રદેશના ગુજરાતીમાં મુખ્ય ફેર કેટલાક અક્ષરોના ઉચ્ચારણમાં, કેટલાક સ્થાનિક પદ્ધતિએ અક્ષરો વાપરવામાં અને કેટલાક સ્થાનિક શબ્દો વાપરવામાં પડે છે, આ ઉપરાંત જાતિ અથવા વિભક્તિના પ્રત્યયો વાપરવામાં પણ ફેરફાર પડે છે. ગુજરાતમાં **એલ્યા** કહેવામાં આવે છે તો કાઠિયાવાડમાં **ઓલ્યા** કહેવામાં આવે છે. ગુજરાતમાં

કહાડવુ કહેવાય છે તો કચ્છ કાઠિયાવાડમા કાઢવુ' કહેવાય છે. ગુજરાતમા ત્હાડ બોલાય છે તો કચ્છ કાઠિયાવાડમા તાઢ બોલાય છે ગુજરાતના કેટલાક સ્થળે 'શ' જ્યા વપરાય છે ત્યા કચ્છ કાઠિયાવાડમા 'સ' વપરાય છે ગુજરાતમા 'મલશું' બોલાય તો કચ્છ કાઠિયાવાડમા 'મળશું' માનો શુ તાલવ્ય કરતા દન્ત્યના આકારમા વધારે વપરાય છે એટલે લગભગ 'મળસુ' ના આકારે વધારે મનાતો જોવામા આવે છે જાતિમા પણ આવા પ્રકારનો ફેરફાર દેખાતિ વગેરે છે 'ચા' ગુજરાતમા નારિજાતિમા વપરાય છે, તો કાઠિયાવાડમા નરજાતિમાં વપરાય છે કચ્છમા મુબઈના પરિચયે નારિજાતિમાં વપરાય છે આ રીતે ગુજરાત કચ્છ કાઠિયાવાડની બોલીમા ફેરફાર જોવામા આવે છે ઉપર કહ્યુ તેમ તાલુકા અથવા પેટા પ્રાંતોમા પણ પાછો તફાવત પડે છે કાઠિયાવાડજ લઈએ કાઠિયા વાડના હાલાર પ્રાતમા 'કેમ' વપરાય છે તો ઝાલાવાડ પ્રાતમા કિમ વપરાય છે ગોહીલવાડમા સોપારી નરજાતિમા વપરાય છે, તો બીજા ભાગમા નારિજાતિમાં વપરાય છે

આવા પ્રકારના જે ભાષાના તફાવતો છે તે ઉપરથી કઇ લખનાર કે બોલનારના પ્રદેશનો ખ્યાલ બાધવો હોય તો ઘણુકરી ચેટીક પ્રતેહમદીથી બાધી શકાય આનદઘનજી મહારાજની આ સ્તવનાવલિ ઉપરથી આપણે આવો ખ્યાલ બાધવાનો છે

શ્રીઆનદઘનજીની સ્તવનાવલિની ભાષા જોતા તુ પ્રથમથીજ કહી દઉશ કે તે ગુજરાત કરતા કાઠિયાવાડને વધારે અનુકૂળ છે આનદઘનજીની ભાષામા કાઠિયાવડી ભાષાવલણનુ તત્ત્વ વધારે દૃષ્ટિગોચર થાય છે પ્રથમમા, જેમ ઉપર કહ્યુ તેમ કાઠિયાવાડની પેઠે આનદઘનજીની ભાષામા તાલવ્ય 'શ'ને બદલે દન્ત્ય 'સ' નો પ્રયોગ વિશેષ થયેલો જણાય છે ઋષભ જિનની સ્તવનામા ત્રીજા પદમા બીજા ચરણમા કહ્યુ છે કે,

મળસુ કત (થ)નેધાય.

જો ગુજરાતની ભાષામા અને ખાસ કરી લખવાની ભાષામા ક્વચિતજ 'સુ' વપરાશે જ્યારે કાઠિયવાડમા 'સુ' વપરાવો એ રોજનો વિષય છે આ જ રીતે 'દર્શન' શબ્દના સબધમા છે 'દર્શનનુ' અપભ્રશ 'દરસણુ'

કરીનાખ્યું છે. એ ગુજરાતમાં અપભ્રંશ થયું હોત તો દરશણ થાત. જ્યારે કાઠિયાવાડમાં ' દરસણ થયું જોઈએ.

મલ્લિનાથ સ્તવનામાં ચોથાપદમાં બીજા ચરણમાં

—સપરિવારસું ગાઢી

એમ કર્યું છે, અને ચોથા ચરણમાં

—ઘરથી બાહિર કાઢી હો.

એમ કર્યું છે. ગુજરાતીમાં 'ગાઢાડી' ને બદલે, 'ગાઢી' કહાડી 'કાઢી' ને બદલે ઘણુંકરી વપરાય છે. મતલબ કે કાઠીયાવાડમાં 'ઢ' નો ઉપયોગ આવા સ્થાનકે ગુજરાત કરતાં વધારે થાય છે. ગુજરાતમાં શબ્દને છેડે કેટલેક સ્થળે ઈ વપરાય છે અને કાઠિયાવાડમાં 'ણી' વપરાય છે. દાખલા તરીકે ગુજરાતમાં રીસાઈ વપરાય છે તો કાઠિયાવાડમાં 'રીસાણી' વપરાય છે. આનંદઘનજી મહારાજે મલ્લિનાથ સ્વામિના સ્તવનમાં ત્રીજા પદમાં ત્રીજા ચરણમાં જે કર્યું છે કે

—નિદ્રાસુપન દશા **રીસાણી** તેમાં 'રીસાણી' કાઠિયાવાડના ગુજરાતીનો ભાસ આપે છે.

આજરીતે શબ્દોમાં પણ જે સ્થાનિકપણું જોવામાં આવે છે તે ગુજરાત કરતાં કાઠિયાવાડને વધારે અનુકૂળ છે, કાઠિયાવાડી સ્થાનિક શબ્દોનો ઘણો મોટો જથો જોવામાં આવે છે. 'સગાઈ' શબ્દ જો કે ગુજરાતી ભાષાનો છે, છતાં તેનો ઉપયોગ વધારે કચ્છ કાઠિયાવાડમાં થાય છે. **સગાઈ** એટલે 'વેશવાળ' ગુજરાતમાં 'વેશવાળ' શબ્દ વધારે વપરાય છે; જ્યારે કાઠિયાવાડમાં **સગાઈ** શબ્દ વધારે વપરાશમાં લેવામાં આવે છે. આનંદઘનજી મહારાજે ' સગાઈ ' શબ્દનો પ્રયોગ સારી રીતે કરેલો છે. ઋષભજિનનાંજ પહેલા સ્તવનમાં બીજા ચરણમાં બીજા, ત્રીજા અને ચોથા પદમાં 'સગાઇ' શબ્દ વપરાયો છેઃ

પ્રીત સગાઈ જગમાં સહુ કરે,<br>
પ્રીત **સગાઈ** ન કોય,<br>
પ્રીત **સગાઈ** રે જગમાં સહુ કરે—

વળી મલ્લિનાથસ્તવનાના પહેલા ચરણ

—સમકેત સાથે **સગાઈ** કીધી.

મા 'સગાઇ' શબ્દ વાપરેલ છે, 'મેગ઼ો' શબ્દ જો કે ગુજરાતની અંદર વપરાશમા લેવાય છે, પણ કાઠિયાવાડમા તેનો ઉપયોગ ઘણો વધારે છે સંભવ સ્તવનામા ત્રીજાપદમા 'મેગ઼ો' શબ્દ બે વાર વપરાયેલ છે કાઠિયાવાડમા કાણુ **માંડવી** એ વાક્ય બહુ બોલાય છે 'કાણુ' શબ્દનો જો કથા એવો અર્થ થાય છે, પરતુ લાબી લાબી વાત કર્યા કરવી તેને 'કાણુ માડી એમ તુ કાઠિયાવાડમા કહેવાય છે આનદઘનજીએ મલ્લિનાથના સ્તવનામા 'કાણુ' શબ્દનો પ્રયોગ કર્યો છે થોથું' શબ્દ કુંથુજિનની સ્તવનામા વપરાયેલો છે 'ગોહુની દોહલી' કેટલીક પ્રતોમા જોવામા આવે છે પણ કેટલાક વર્ષ અગાઉ મારા હાથમા એક પ્રત જોવામા આવી હતી તેમા ગોયની દેયની જોવામા આવેલ અનતનાથજીના સ્તવનમા પહેલા ચરણમા જ કહ્યુ છે કે

ધાર તરવારની સોયલી દોયલી

આ પ્રમાણે દરેક સ્તવનામા કાઠિયાવાડમા વિશેષ વપરાશમા લેવામાં આવતા શબ્દોના પ્રયોગો થયેલા જોવામા આવે છે 'બાપડા', 'તત' 'રણુરોઝ' 'દોયલો' આ શબ્દો નમુનાની ખાતર મૂકુ છુ આખી કૃતિ જો જોવામા આવે તો કાઠિયાવાડી ધ્યાન વધારે આવશે ગુજરાત અને સુરતના ભાગમા 'સાલો' શબ્દ જોકે ઘણો વપરાય છે પરતુ કાઠીયાવાડમા '**મારો સાલો**' વધારે વપરાતો જણાય છે કુંથુજિનની સ્તવનામા મન પ્રત્યે આક્ષેપ કરતા કહ્યુ છે કે

—સમજે ન મારો સાલો હો.

કાઠિયાવાડમા કેટલીકવાતને પ્રસગે 'હે૰ મારા સાળા' એમ બોલવામા આવે છે અથવા કોઈ પ્રત્યે આક્ષેપ કરતા એમ કહેવામા આવે છે કે 'મારો સાળો લુચ્ચોને'

આનદઘનની ભાષામા સર્વત્ર કાઠીયાવાડી બોલીનુ તત્ત્વજ રહ્યુ છે એમ મારૂ કહેવુ નથી ગુજરાતની ગુજરાતીના શબ્દો પણ જોકે કોઈ કોઇ સ્થળે જોવામા આવે છે દાખલા તરીકે 'મેરુ કોઈ ન સાથ દીહા નહી **દીદાર** કાઠિયાવાડમા દેદાર બોલાત જેમ ગુજરાતમા બોલાતી ગુજરાતી બોલીનો અંશ આનદઘનજીની ભાષામા જોવામા આવે છે તેમ કોઇ કોઇ સ્થળે કચ્છ અને મારવાડનો અશ પણ જોઈ શકાય છે, કાઠિયાવાડમા '**કરી**'

ને બદલે 'કીધી' શબ્દ જવલ્લેજ વપરાય છે. ગુજરાતમાં ક્વચિત્ વપરાતો હોય તો ભલે. 'કરી' ને બદલે 'કીધી' કર્યું ને બદલે 'કીધું' એવા પ્રકારની શૈલી કચ્છ જેટલી કોઈ ઠેકાણે પ્રચલિત નથી. તેમાં પણ ખાસ કરીને 'સગાઇ કરી' એવી જે ખાસ કાઠિયાવાડ બોલી તે કચ્છમાં 'સગાઇ કીધી' એ આકારમાં હમેશાં બોલાય છે, મલ્લિનાથજીની સ્તવનામાં જે એમ કહ્યું છે કે.

—સમકેત સાથે સગાઇ કીધી

તેવો પ્રયોગ અત્યારે પણ કચ્છમાં સતત પ્રચલિત છે. હવે મારવાડી આભાસ ક્યાંય આવે છે કે નહિં તે જોઇએ: શાંતિનાથની સ્તવનામાં સાતમા પદના ચોથા ચરણમાં

—ઇસ્યો આગમે બોધ રે.

એમ કહ્યું છે. તેમજ અજિત સ્તવનામાં પહેલા પદમાં ચોથા ચરણમાં કહ્યું છે કે,

— પુરષ કિશ્યું મુજ નામ.

—સેગુ કોઇ ન સાથ.

( અભિનંદન સ્તવન)

અહિં નિર્ણીત કરી અટકવાનું નથી. કાઠિયાવાડી છતાં કાઠિયાવાડના કયા પ્રાંતની તે છે તે પણ નક્કી કરવાનું છે, કેમકે તેમ કર્યાથીજ આનંદઘનજી મહારાજને કયા પ્રદેશનો વિશેષ પરિચય હતો એ સંબંધીની વિચારણા થઇ શકે.

કાઠિયાવાડના હાલારને લગતા પ્રાંતો, અને ઝાલાવાડને લગતા પ્રાંતોની ભાષામાં પણ જેને provincial difference of languages "ભાષાના પ્રાંતિક તફાવત" કહેવામાં આવે છે તેવો તફાવત નજરે પડે છે. હાલારને લગતા પ્રદેશમાં 'કેમ' વપરાય છે, ત્યારે ઝાલાવાડને લગતા પ્રદેશમાં 'કિમ' વપરાય છેઃ આજ રીતે 'એમ'ને બદલે 'ઇમ' આવો ફેર જોવામાં આવે છે. આવો પ્રકાર આનંદઘનજીની સ્તનાવલિમાં પણ છે. સ્તવનાવલિમાં કોઇ પણ ઠેકાણે 'એમ' કે 'કેમ' એવો પ્રયોગ જોવામાં આવતો નથી. વળી ઝાલાવાડમાં 'કોણ'ને બદલે 'કુણ' વપરાય છે તેમ આનંદઘનજીના પદમાં 'કુણ ગંજે નરએટ' એ ચરણમાં કુણ શબ્દ વપરાયો છે. એટ શબ્દ પણ ઝાલાવાડને મળતો છે. ઘણા ખરા જૈનિ કવિઓના કાવ્યમાં ઇમ આદિ શબ્દો વપરાયેલા જોવામાં આવે છે એટલે એમજ નિશ્ચિતપણે ન કહી શકાય કે એવા પ્રકારનો ઇમ આદિનો ઉપયોગ કરનારા ઝાલાવાડને લગતા હતા. પરંતુ જો એમ અનુમાન કરીએ કે હાલારના કરતાં ઝાલાવાડીને મળતી આવતી ગુજરાતીભાષાના પ્રદેશને લગતી આનંદઘનજીની ભાષા વધારે હોવાનો સંભવ છે તો તે તદનજ ખોટું નહીં ગણાય.

હવે સ્તનાવલિ મૂકીએ. બહોતેરી લઇએ, અને છેવટે આનંદઘનજી મહારાજનો વિશેષ પરિચયનો પ્રદેશ નિર્ણીત કરીએ. 'બહોતેરી' ગ્રંથ ઉપર કહી ગયા કે હિંદુસ્થાની ભાષામાં છે. મને હિંદુસ્તાનની ભાષાનો નિયમસર અભ્યાસ નથી એટલે આનંદઘનજીની હિંદુસ્થાની ભાષાના ગુણદોષમાં ઉતરી શકું નહીં. તથાપિ સામાન્ય પરિચયના કારણે એટલું તો કહી શકું છું કે જેવી હિંદુસ્થાની ખુદ ઉત્તર હિંદુસ્થાનમાં વપરાય છે તેવી શુદ્ધ હીંદિ, તો આ નથી. આ હીદિમાં ગુજરાતી ભાષાનું મિશ્રણ ઘણું જોવામાં આવે છે. દાખલા તરીકે, આપણે પદ્યરત્ન કડાનું રામશ્રીવાળું પદ લઇએઃ

માહરો બાલુડો સંન્યાસી, દેહ દેવલ મઠવાસી; ( આંકણી. )
ઇડ પિંગલા મારગ તજ યોગી, સુખમના ઘરવાસી.
બ્રહ્મરંધ્રમધિ આસન પૂરી બાબુ, અનહદ તાન બજાસી. માહરો૦

યમ નિયમ આસન જયકારી, પ્રાણાયામ અભ્યાસી;
પ્રત્યાહાર ધારણા ધારી, ધ્યાન સમાધિ સમાસી. માહરો૦
મૂલ ઉત્તર ગુણ મુદ્રા ધારી, પર્યંકાસનવાસી;
રેચક, પૂરક, કુંભ સારી, મન ઇંદ્રિય જયકાસી. માહરો૦
થિરતા, જોગ યુગતિ અનુકારી, આપોઆપ વિલાસી;
આત્મ પરમાત્મઅનુસારી, સીઝે કાજ સમાસી. માહરો૦

નમુના દાખલ હું આ એકજ પદ અહીં મૂકું છે: જો આવી રચના જોવામાં આવશે, તો મારો અભિપ્રાય કાંઇક વ્યાજબીપણાના તત્ત્વસમેત જણાશે. ગુજરાતી ભાષાના મિશ્રણવાળી હીંદિ ભાષા છતાં મારે કહેવું જોઇએ કે આનંદઘનજીની હિંદી ભાષા એવા પ્રકારની નથી કે, તે માત્ર પરિચયથીજ આવડેલી હોય. ગુજરાતના રહેનારને હિંદનો પરિચય હોય અને હીંદિ પરિચિત થતાં આવડી ગયેલું તેઓનું હીંદિ નથી. આ ચરિત્રમાં જૂદે જૂદે ઠેકાણે હીંદિ પદો મૂકવામાં આવ્યા છે એ પરથી જણાશે કે તેઓની હીંદિ ભાષા ઉત્તરહિંદમાં બોલાતી ભાષાને કેટલીક રીતે મળતી આવે છે. ફેર માત્ર એટલોજ છે કે, ગુજરાતીભાષાના ઘણા પરિચયના કારણે તે લખતાં ગુજરાતીભાષાનો શબ્દસમૂહ વધારે વપરાઇ ગયો છે.

કબીરજીની હીંદિભાષાને મળતી હીંદિભાષા આનંદઘનજી મહારાજની જણાય છે, તેમ વિચારો પરથી એવો આભાસ પણ આવી શકે કે કબીરજીને મળતા ઉપદેશ વિચારો જણાવવાનો તેમનો પ્રકાર હતો. ઉપદેશવિચારો અને સિદ્ધાંતવિચાર એ બન્ને ભિન્ન વસ્તુ છે, ઉપદેશવિચાર આત્માને વૈરાગ્યાદિ જાગૃતિમાં લાવવા તે છે; જ્યારે સિદ્ધાંતવિચાર, આત્માનું સ્વરૂપ, તેની સ્થિતિ, વિશ્વરચના આદિને લગતાં છે. આનંદઘનજીના સિદ્ધાંતવિચાર પરમ જૈનિ છે; જ્યારે કબીરજીના વિચારોમાં સિદ્ધાંતજ્ઞાન જોવામાં આવતું નથી. કહેવાનો હેતુ એટલોજ છે કે વૈરાગ્યાદિ વિચારણાની ભાષાશૈલી બન્નેની મળતાપણાવાળી છે.

આનંદઘનની આ બે કૃતિઓની ભાષારચનાદ્વારાએ તેઓને કયા પ્રદેશની સાથે વિશેષ પરિચય થયો હતો તેનું અનુમાન બાંધવા માટે જેટલાં સાધનો એકઠાં થયાં તે હમણાં એક બાજુ ઉપર રાખીએ; અને તેઓના સંબંધમાં મળતી હકીકત હવે અહીં મૂકાએ એ મૂકાઇ ગયા બાદ આપણે અનુમાનનિર્ણય ઉપર આવીશું.

આનંદઘનજીના સંબંધમાં જે હકીકત અત્યાર સુધીમાં મેળવવા હું ભાગ્યશાળી થયો છું તે સંક્ષેપે આ પ્રમાણે છે. તેઓનું મૂળ નામ લાભાનંદજી હતું. તેઓ શ્વેતામ્બર સંપ્રદાયને વિષે થયા છે. આનંદઘનજી મહારાજ અને યશોવિજયજી મહારાજનો સમાગમ થયો હતો. યશોવિજયજી મહારાજ આનંદઘનજી પ્રત્યે એક વખત એવી વિનંતિ કરવા આવેલા કે, શાસનની સ્થિતિના ઉપકાર માટે આપ જેવા સમર્થ પુરૂષે પુરૂષાર્થ કરવો જોઇએ. તે આ વખતે આનંદઘનજી મહારાજે ઉપાધ્યાયજીને એમ કહેવું કે તમે સ્વહિત કરશો તો પરહિત કરી શકશો. અર્થાત્ જગતમાં ધર્મ પ્રવર્તાવવાની એકાંત બુદ્ધિ ન રાખતાં સ્વાત્માકલ્યાણ કરવાની પ્રથમ આવશ્યકતા છે. મહારાજ સાહેબના વચનથી ઉપાધ્યાયજી અંતર્જ્ઞાન તરફ વધારે આકર્ષાયા અને દિવસે દિવસે તેઓની આત્મદશા વિશેષ ઉન્નત થઈ. કાશીમાં ઉપાધ્યાયજીને મહારાજશ્રીના સમાગમનો લાભ મળ્યો હતો. સંપ્રદાયમોહને આધીન થયેલા જીવો બાહ્ય માર્ગમાં રાચી રહેલા હોવાથી આનંદઘનજી મહારાજની તેઓ અદ્‌ભુત આત્મદશા જોઇ શકતા નહી અને તેથી તેઓ પ્રત્યે પરિતાપ આપતા હતા. મહારાજ સાહેબે લોકપરિચય છોડવાના કારણે જૈન વેષ બદલી એક કફની તથા તંબુરો લઇ પરમ જૈન દશાના ધ્યાનમાં રહેવાનું કર્યું હતું. મારવાડમાં મહારાજ સાહેબના નામથી ઓળખાતો એક ઉપાશ્રય એક નાના ગામમાં છે. શ્રીમદ્ વિજ્યાનંદસૂરિ (આત્મારામજી મહારાજ) પોતાના જૈન તત્ત્વાદર્શમાં લખે છે કે, "શ્રી સત્યવિજય ગણિજી ક્રિયા ઉદ્ધાર કરી શ્રી આનંદઘનજીની સાથે બહુ વર્ષ સુધી વનવાસમાં રહ્યા.' આ ઉપરથી, તેમજ તેઓએ દ્રવ્ય પૂજાનો જે વિધિ સ્તવનાવળીમાં બતાવી છે તે ઉપરથી લાગે છે કે તેઓ તપગચ્છમાં થયા હોવા જોઇએ.

આટલી હકીકત મેળવવા ઉપરાંત બીજી વિશેષ હકીકત મળી શકતી નથી. પ્રથમ આ હકીકતનું અવલોકન કરીએ. જો જેમ હકીકત મળી છે તેમ આનંદઘનજીનું મૂળ એટલે સંસારદશાને વિષે અને નહીં કે દીક્ષિત અવસ્થાને વિષેનું નામ લાભાનંદજી હોય, તો તે નામ ગુજરાત કે કોઇ બીજા પ્રદેશના કરતાં ઉત્તરહિંદને લગતું વધારે ગણાય. તેમ ઉપાધ્યાયજીની સાથેનો સમાગમ જો કાશીમાં થયો હોય તો તેઓ હિંદુસ્થાનમાં પણ વિચરતા હતા એમ માની શકાય.

જો આનંદઘનજી મહારાજનું સંસારી નામ ઉત્તરહિંદને અનુકૂળ લાભાનંદજી હોય, અને તેઓના 'બહોતેરી' ગ્રંથનું હીંદિ ગુજરાતી ભાષાના મિશ્રણવાળું હોવા છતાં પરિચિત નહિં, પણ મૂળ વતનીના જેવા સંસ્કારોવાળું હોય, તો આપણે પહેલું જે અનુમાન કરી શકીએ તે એજ કે તેઓનો જન્મ ઉત્તરહિંદની તરફમાં થયો હોવો જોઇએ. તેઓના 'સ્તવનાવલિગ્રંથ' શુદ્ધ પ્રકારના ગુજરાતીનો હોવાથી એમ અનુમાન કરી શકીએ કે, તેઓના જીવનનો વિશેષ ભાગ ગુજરાતના પ્રદેશમાં વ્યતીત થયો હોવો જોઇએ. ગુજરાતમાં પણ કાઠિયાવાડ અને તેમાં કદાચ્ ઝાલાવાડને વિષે વિશેષ વિચરવું થયું હોવું જોઇએ; કેમકે ભાષા તે પ્રદેશને લગતી વિશેષ છે. કચ્છનો પણ પ્રદેશ તેઓની ભાષામાં કચ્છી–ગુજરાતીનું તત્ત્વ આવવા પામે તેટલો સમય વિહારમાં આવ્યો હોવો જોઇએ; કેમકે આપણે ઉપર જોઇ ગયા કે તેમની ભાષામાં કચ્છી–ગુજરાતી પણ જોઈ શકાય છે. મારવાડમાં તેઓનો ઉપાશ્રય છે તેથી. તેમજ તેઓના ગુજરાતીમાં મારવાડી તત્ત્વ પણ સમાયેલું છે એટલે મારવાડમાં પણ તેઓનું વિચરવું થયું હોવું જોઇએ.

તેઓના સંબંધમાં છેવટના અનુમાન ઉપર આવતાં પહેલાં એક વધારે વાત ધ્યાનમાં લેવાયોગ્ય છે. આ વાત એ છે કે 'સ્તવનાવલિગ્રંથ' જોતાં જણાય છે કે, આનંદઘનજી મહારાજના સમયમાં શ્વેતામ્બર સંપ્રદાયને વિષે ગચ્છના ભેદો ઘણા વર્તતા હતા; અને ક્રિયાજડત્વપ્રત્યે સમાજ દોરાયેલી હતી. ઉપર કહેવામાં આવ્યું કે, તેઓને લોકપરિષહના કારણે કફની તંબુરો લઇ જૈન વેષ બદલાવવો પડયો હતો; એક તો શ્વેતામ્બર સંપ્રદાયનું વિશેષ પ્રબળ ગુજરાતમાં છે. અને બીજું જૈન ઇતિહાસના સાધનો જોતાં જણાય છે કે, ગચ્છભેદાદિની તકરારો વિશેષે ગુજરાતમાં હતી એટલે ગુજરાતના લોકોએ સંપ્રદાયમોહના કારણે તેઓ પ્રત્યે પરિષહ આપ્યા હોય; અને આ પરિષહના કારણે તેઓએ કફની આદિનું અંગીકરણ કરી ગુજરાતના પ્રદેશમાંથી ચાલ્યું જવાનું કર્યું હોય; મારવાડમાં જો તેઓના નામનો ઉપાશ્રય હોય તો ગુજરાતમાંથી નીકળી મારવાડમાં કેટલોક વખત કાઢ્યો હોય; અને છેવટના ભાગમાં જ્યારે ઉપાધ્યાયજીનો કાશીને વિષે સમાગમ થયો હોય તે વેળાએ હિંદના એ પ્રદેશમાં વિચરવું કર્યું હોય.

આ સઘળી બાબતોનો એકંદર સર્વાંગ કરતા હુ એવા અનુમાન પર આવી શકું લાભાનંદજી એ મસારીનામ હોય, અને તેઓનુ હીંદિ ગુજરાતીના મિશ્રણ છતા ઉત્તરહિંદના મગવતનીને મળતું હોય, તો તેઓનો જન્મ ઉત્તરહિંદના કોઈ ભાગમા થયો હોય નાનીવયમા ઉત્તરહિંદના પ્રદેશ માથી નીકળી ગુજરાતી ભાષા બોલાતા એવા પ્રદેશમા આવ્યા હોવા જોઇએ ગુજરાત કરતા કાઠિયાવાડ અને તેમા કદાચ ઝાલાવાડમા જીદગીનો મોટો ભાગ વ્યતીત કર્યો તેવો જોઇએ અવાર નવાર કચ્છમા જવુ થયુ હોય, ગુજરાતમા ગચ્છના કલેશોથી કટાળી મારવાડમા જઈ સ્થિતિ કરી હોય, ગુજરાતમા વિચરતી વખતે અથવા મારવાડની સ્થિતિ દરમ્યાન 'સ્તવનાવલિ' ગ્રંથ લખ્યો હોય અને મારવાડથી નીકળી જીવનનો છેલ્લો ભાગ કાશી જેવા પ્રદેશમા પૂર્ણ કર્યો હોય અને એ સમયમા 'બહોતેરી' ગ્રંથ કદાચ લખ્યો હોય

મને ચોકસ સ્મૃતિ રહી નથી, પણ એવો ખ્યાલ રહ્યો છે કે, એક વખત એક દિગમ્બરીઓએ મારી પાસે એવી ફરિયાદ કરી હતી કે, આનદઘનજીની 'બહોતેરી' ગ્રથ દિગમ્બર વિદ્વાનના ગ્રન્થ ગ્રથનો આભારી છે મે આ દિગમ્બર ગૃહસ્થને એવો સવાલ કર્યો હતો કે, તમે કહો છો, તે દિગમ્બર વિદ્વાન ક્યારે થયા છે? ત્યારે તેણે તે દિગમ્બર વિદ્વાનનો જે સમય બતાવેલો તે આનદઘનજી પછીનો હતો, આથી તેના મનનુ સમાધાન થયેલુ અને કદાચ તેના મનને એવી પણ આશકા થઈ હશે કે તે દિગમ્બર વિદ્વાનની કૃતિ આનદઘનજીની બહોતેરીનો આભારી કેમ નહિ હોય આ પ્રસગ અહી દોરવાનો હેતુ એ છે કે, એવા કોઈ સાધનોદ્વારા 'બહોતેરી' ગ્રંથ ગુજરાતમા કાશી તરફથી આવ્યો હોય આ વાત ઉપર હુ બહુ ભાર મૂકતો નથી આનદઘનજી મહારાજ પ્રત્યે ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજનો બહુ ભક્તિભાવ થયેલો અને આ કારણથી એમ પણ બન્યુ હોય કે, જ્યારે કાશી તરફ સમાગમ થયેલો ત્યારે ઉપાધ્યાયજીને આ બહોતેરી ગ્રંથ પ્રાપ્ત થયો હોય અને ત્યાથી ગુજરાતમા આવ્યો હોય આ ગ્રથ ક્યા લખાયો અથવા ક્યાથી ક્યા આવ્યો, એ સબધીનુ આ અનુમાન ઘણુજ પામર છે

આ રીતે મે શ્રી આનદઘનના સબધમા અનેક અનુમાન કર્યાં આ સઘળા અનુમાનોમા વિશેષ દૃઢ અનુમાન મારૂ એ છે કે, તેઓએ કાઠિયા-

વાદના પ્રદેશમાં વિશેષ સ્થિરતા કરી હોવી જોઇએ; અને તે કારણે તેઓને એ પ્રદેશ વિશેષ પરિચયવાળો હોવો જોઇએ. અનુમાન એ એવી ચીજ છે કે જે નિર્ણય ન કહી શકાય. અનુમાન સત્ય રૂપ તો કદાચ્ નીકળી આવે; બાકી અસત્ય રૂપ તો ઘણીવાર નીકળે છે. 'ભાષાવિવેકશાસ્ત્ર'દ્વારાએ કેટલી માહીતિ, પાશ્ચાત્ય વિદ્વાનો મેળવે છે એ હજુ હિંદમાં અને ખાસ કરી જૈનસમાજમાં બહુ ઓછું જાણવામાં છે. 'ભાષાવિવેકશાસ્ત્ર'દ્વારાએ કેટલી વખત બહુ મોટી શોધખોળ થઇ શકે છે. મહાન્ દેશભક્ત શ્રીયુત બાળગંગાધર તીલકે, વેદનો ઘણો જૂનો સમય છે એવો નિર્ણય કરી વિદ્વાનો પાસે તેનો સ્વીકાર કરાવ્યો તે આ ભાષાવિવેકશાસ્ત્રને આભારી છે. બૌધની જૈન શાખા નથી એવું પ્રતિપાદન પ્રોફેસર હર્મન જેકોબીએ કર્યું; અને તે આપણને પ્રિય થઇ પડયું તે પણ કેટલેક અંશે આ ભાષાવિવેકશાસ્ત્રને આભારી છે. કદાચ્ કોઇ અનુભવી આનંદઘનજી મહારાજના સંબંધમાં ઐતિહાસિક હકીકત જાણતાં હોય, અને તેની સરખામણીએ મારાં ઉપરનાં અનુમાનો અસત્ય નીકળે, તો મારા પ્રતે આક્ષેપ નહીં કરતાં મારા પ્રયત્નને જોઇ ક્ષમા આપશો. તેમજ હું પણ એટલું કરવાને બંધાઉં છું કે, જો કોઇ અનુભવી શ્રી આનંદઘનજીના સંબંધમાં ઐતિહાસિક હકીકત બહાર મૂકશે, અથવા મારાં અનુમાન કરતાં બીજું વધારે દઢ અનુમાન બાંધી દેખાડશે, તો હું ઉપકાર સમેત સ્વીકારી લઇશ. મારે આ પ્રસંગે જણાવવું જોઇએ કે શ્રી આનંદઘનના સંબંધમાં ઐતિહાસિક હકીકત મેળવવા માટે જાહેર વર્તમાનપત્રદ્વારાએ માંગણી કરી હતી; પણ કોઇ પણ તરફથી કાંઈ પણ ઐતિહાસિક હકીકત મને પૂરી પાડવામાં આવી નહોતી. એકાદ સ્થળેથી દંતકથા જેવી હકીકત આવી હતી, પરંતુ તે બહાર મૂકતાં કલ્પિત લાગે તેવી હોવાથી મેં મૂકી નથી.

## આનંદઘનનું જ્ઞાનસામર્થ્ય.

શ્રી આનંદઘનના જ્ઞાનસામર્થ્ય વિષે અભિપ્રાય બાંધવાનો વિચાર કરવો એ પણ મારા જેવા પામર જીવની શક્તિની બહારનું કામ છે, તો પછી તેઓના જ્ઞાનસામર્થ્યનો નિર્ણય કરવા બેસવું એ મહાસમુદ્ર તરવા જેવું અશક્ય કાર્ય કરવાના પ્રયત્ન જેવું દેખીતું છે. આમ છતાં પણ હું પૂર્વપુરૂષોએ તેઓના સામર્થ્ય વિષે કરેલા વિચાર અનુસાર અહીં થોડા શબ્દો

લખ્યા વિના રહી શકતો નથી. શ્રીમાન્ રાજચંદ્રે એક સ્થળે કહ્યું છે કે, "આનંદઘનજીને સિદ્ધાંત સંબંધી તીવ્ર જ્ઞાન હતું." ઘણા ગ્રંથો લખવા એ જો કે મહા પાંડિત્યનું કામ છે; પરંતુ ઘણા ગ્રંથો ન લખતાં એકાદ બે કૃતિ પણ તત્ત્વભરપુર લખાઇ હોય, તો તેથી જ્ઞાનસામર્થ્ય કાંઇ ઓછું હોય એમ કહેવાય નહી. એકજ કૃતિ હોય પરંતુ તે તત્ત્વોનો સંક્ષેપ હોય, તો તેના કર્ત્તાના જ્ઞાનસામર્થ્યનો ખ્યાલ આવી શકે છે. આનંદઘન મહારાજની બે કૃતિઓ શિવાય, ઉપર કહ્યું તેમ, બીજી કોઇ કૃતિ હજુ સુધી મળવામાં નથી. પરંતુ આ બે કૃતિઓજ તેઓના જ્ઞાનસામર્થ્યનો ખ્યાલ આપવાને બસ છે. 'આનંદઘનસ્તવનાવલિ,' અને 'આનંદઘન બહોતેરી' એ બે ગ્રંથો પૈકી 'સ્તવનાવલિ' તેઓના જ્ઞાનસામર્થ્યનો ખ્યાલ આપે છે, જ્યારે 'બહોતેરી' તેઓની અદ્ભુત આત્મદશાનું ભાન કરાવે છે. 'સ્તવનાવલિ' જો કે ચોવીશ જિનેશ્વરોની સ્તુતિઓરૂપ છે, છતાં તેમાં આખા જિનાગમનો અથવા સિદ્ધાંતનો સાર આવી જાય છે. 'સ્તવનાવલિ' એ એવો ગ્રંથ છે કે, મારા અવલોકન પ્રમાણે અત્યારે હું જૈનસમાજમાં એક પણ પુરૂષ જોઈ શકતો નથી કે, જે તેનામાં રહેલ અદ્ભુતતાને ખરી રીતે ચીતરી શકે. આનંદઘનજી મહારાજની આ 'સ્તવનાવલિ' ઉપર જે પુરૂષે પ્રથમ અર્થ ભર્યાં છે તેઓએ ગ્રંથનું માહાત્મ્ય દર્શાવતાં જે કહ્યું છે કે,

બાળક બાંહ પસારીને, કહી ઉદધિ વિસ્તાર;
આશય આનંદઘન તણો, અતિ ગંભીર ઉદાર

તેજ વાક્ય આ ગ્રંથની અસાધારણતા બતાવવા માટે બસ છે. આ નાના પણ અતિ ગંભીર ગ્રંથના અવલોકન પરથી સહજમાં જણાઇ શકે તેમ છે કે, શ્રી આનંદઘનનું જૈનદર્શનનું સૂક્ષ્મમાં સૂક્ષ્મ જ્ઞાન સમ્યગ્દર્શનની અપેક્ષાએ-તે દશાના પ્રમાણમાં અનુભવ સમેત હતું. શ્રી જૈનદર્શનનું સૂક્ષ્મમાં સૂક્ષ્મ જ્ઞાન હતું એ તો સ્વાભાવિક છે, પરંતુ ષડ્દર્શનનું તેઓનું જ્ઞાન તેટલુંજ સામર્થ્યવાન્ હોવું જોઇએ તેમ હતું. એકવીશમી સ્તવના શ્રીનમિજિનની છે. આ સ્તવના કરતાં ષડ્દર્શન પ્રત્યે સમદૃષ્ટિ રાખતાં તેઓએ સાંખ્યાદિ દર્શનોનો જે સાર ગાઇ બતાવ્યો છે તે, તેઓના ષડ્દર્શનના સૂક્ષ્મજ્ઞાનની ઝાંખી કરાવે છે.

ઉપર કહી જવામાં આવ્યું છે કે, ઉપાધ્યાયજી મહારાજે શાસનજાગૃતિ

કરવા અર્થે આનંદઘનજી મહારાજને વિનંતિ કરી હતી. શાસનજાગૃતિ કરવામાં એકલી આધ્યાત્મિક દશા જસ થતી નથી; પરંતુ ષટ્દર્શનનું સમર્થ-જ્ઞાન પણ આવશ્યક છે. ઉપાધ્યાયજી મહાપંડિત તરીકે સત્તરમા શતકથી તે આજ સુધીમાં ગણાય છે, અને કેટલાક તેઓને સત્તરમા શતકના હેમચંદ્રાચાર્યની ઉપમા આપે છે. આવા ઉપાધ્યાયજી જેવા સમર્થ પુરૂષે જ્યારે મહારાજ સાહેબને શાસનજાગૃતિ માટે અરજ કરી હશે ત્યારે તેઓ કરતાં પાંડિત્યના સંબંધમાં આનંદઘનજી મહારાજ કેટલા વિશેષ પ્રબળ હશે એ સહેજે સમજી શકાય તેમ છે. શાસનજાગૃતિ એકલાં જૈનદર્શનના જ્ઞાનથી થતી નથી, પરંતુ ષટ્-દર્શનનું પણ સંપૂર્ણ જ્ઞાન હોય છે ત્યારે થાય છે. શ્રીમાન્ રાજચંદ્રે પોતાના 'આત્મસિદ્ધિ' ગ્રંથમાં સદ્ગુરૂના લક્ષણો બતાવતાં કહ્યું છે કે,

આત્મજ્ઞાન, સમદર્શિતા, વિચરે ઉદય પ્રયોગ;
અપૂર્વ વાણી, પરમશ્રુત, સદ્ગુરૂ લક્ષણયોગ્ય.

અર્થઃ—આત્મજ્ઞાનને વિષે જેમની સ્થિતિ છે; એટલે પરભાવની ઇચ્છાથી જે રહિત થયા છે, તથા શત્રુ, મિત્ર, હર્ષ, શોક, નમસ્કાર તિરસ્કારાદિ ભાવ પ્રત્યે જેને સમતા વર્ત્તે છે; માત્ર પૂર્વે ઉત્પન્ન થયેલાં એવાં કર્મોના ઉદયને લીધે જેમની વિચરવા આદિ ક્રિયા છે; અજ્ઞાની કરતાં જેની વાણી પ્રત્યક્ષ જુદી પડે છે; અને ષટ્દર્શનના તાત્પર્યને જાણે છે, તે સદ્ગુરૂનાં ઉત્તમ લક્ષણો છે

અન્ય વિદ્વાનોની સાક્ષીઓ આપવા કરતાં સ્તવનાવલિની કૃતિનોજ સંપૂર્ણ અભ્યાસ તેઓના જ્ઞાનસામર્થ્યનો ખ્યાલ આપશે. જો આ કૃતિનો અભ્યાસ થશે તો તેનો બેવડો લાભ થશે. એક તો મહારાજ સાહેબના જ્ઞાનસામર્થ્યનો ખ્યાલ આવશે, અને બીજું અભ્યાસીની દશા જાગૃત થશે.

## આનંદઘનની અદ્ભુત દશા.

આનંદઘનજી મહારાજ આત્માનુભવી પુરૂષ હતા એ, તો તેઓ સાહેબની કૃતિનો સહજ અભ્યાસજ પ્રતીત કરાવે છે; તથાપિ તેઓ કેવા અદ્ભુત આત્માનુભવી પુરૂષ હતા તે સંબંધી થોડુંક બોલીએ.

એક એવો ખ્યાલ રહ્યો છે કે, એક વેળા શ્રીમાન્ રાજચંદ્ર પ્રત્યે એવો પ્રશ્ન કરવામાં આવ્યો હતો કે, " શ્રીમાન્ હેમચંદ્રાચાર્યની દશા વધે કે આનંદઘનની ?" તેનો ઉત્તર એમ મળ્યો હતો કે, હેમચંદ્રાચાર્યે શાસનરક્ષણ માટે જે પરમ પુરૂષાર્થ કર્યો હતો તે તેઓને 'તીર્થંકરગોત્ર'

કુંવર તેડાવે રાય તે, બોલે મધુરી વાણુ,
તમ દેશુ મંત્રી સુતા, એ અમ વચન પ્રમાણુ ૩.
લેઈ મંત્રી શય્યાથકી, પહોત્યો આપ મશાણુ,
નર મૂકી પાછા વળ્યા, પૂઠ ન જોતા તાણુ ૪.
દિનપતિ ત્યહાં આથમ્યો, કુંવર (હવે) ચિંતવે તામ
વામ નહિ સુવાતણો, ઊંચે વણુમે કામ ૫.
કટિ બાંધી કરવાળને, ગાત્રી બીડી ગાત્ર
તરૂ હેઠે બેઠો સુખે, ન્યાળે નવલી યાત્ર ૬.
તામ લલિત લીલા લહે, ચહુ દિશે નિરખી ચગ,
સાહસિક શિરોમણી, જોતો બહુ વિધિ ઢંગ ૭
ધ્યાન ધરી નવકારનુ, સમરે શ્રીજિનદેવ
ધર્મગુરૂ સમરે દિલે, સુખ દુખ એહજ ટેવ ૮.
શીલવતી શીલે ભલી, ક્ષણુ ન વિસારે તાસ,
જિનમતિ ધારી શ્રાવિકા, જાણે શિવપુર વાસ ૯

### ઢાળ ૭ મી.

(સીમધર કરજો મયા—એ દેશી)

બેઠો કુંવર વડ હેઠળે, જપતો જિનવર જાપ,
તિણુ અવસર કૌતુક થયો, તે સુણજો થિર થાપ ૧.
સુણજો અગજ ક્ષત્રિના, આણીને ઉપમ,
ધન્ય જનની જગ તેહની, પુરૂષા શિર મરતાર સુણજો૦ ૨
નાની ગોરી વનગિરિ, રોવે દીન વચન
અબળા નારી હુ એકલી, વરવુ એહજ વન સુણજો૦ ૩
ગળી ચઢયો પતિ માહરો, માગે મુખમાં કંસાર,
ઉચી આંબી શકુ નહિ, કરે પ્રબળ પોકાર સુણજો૦ ૪.
આશાભગ સંસારમાં, ભંજક પાપી રે હોય,
આશા સહિત જો આથમ્યા, લહે નરકને સોય. સુણજો૦ ૫.
કો ક્ષત્રી કુળ સાહસી, કો દુઃખ ભાગે રે મુઝ,
પ્રાણુ વાલેશ્વર મનતણો, એ છે નિજ મન ગૂઝ સુણજો૦ ૬

સાંભળી શબ્દ દયામણો, ઉઠ્યો તવ તે કુમાર;
આણુ દેઇ મંત્રી ભણી, આલ્યો સ્વર અનુસાર. સુણુજો૰ ૭.
આવયો અતિશે ઉતાવળો, દીઠાં પુરૂષ ને નાર;
બોલ્યો મધુરપણે કરી, મીઠાં વચન ઉદાર. સુણુજો૰ ૮.
નારી ભણી નર એમ ભણે, કોણે ચઢાવિયો ગાજ;
વાત કહે ધરથી તદા, માંડીને ત્યહા મજ. સુણુજો૰ ૯.
પિઉ દેશે સીધાવિયો, માગીને મુજ આણ.
કાજ કરીને પાછો વળ્યો, નામનુ કરી પરમાણ. સુણુજો૰ ૧૦.
મારગે આવતાં તેહને, મળિયા વૈરી ઉદ્દામ,
વિષમ પથે તે સાહમો, બોલાવ્યો વણુ કામ. સુણુજો૰ ૧૧.
ગામ આવ્યું જવ એ ભણી, કીધા બહુલો વિલંબ;

નેહે નજર નિહાળતો, જપતો જિનવર જાપ,
ધન્ય ધન્ય શીલવતી સતી, નામે નાસે પાપ ૨
ક્ષણ ન વિસારે તેહને, યોગીશ્વર જ્યમ ધ્યાન,
લય આણી કુંવર તિણે, ગખતો એક તાન ૩
પહેલો પહોર વાગ્યો ત્યહાં, હવે બીજે અધિકાર,
માભગજો થઇ એક મના, ભાગ્યતણા પ્રતીકાર. ૪
આગમ છે અગમા, પુણ્યવંત ગુણવંત,
દેવ સવે કૃતપુણ્યથી, દેવ થશે દુરંત ૫

## ઢાળ ૮ મી.

( એમ્બીશાની દેશી )

એણે અવસર રે, કીનાશક ત્યહાં આવિયો,
પેખી કુંવર રે, મનમાંહી બહુ લાવિયો
નિશ દક્ષિણ રે ભક્ષણ કરતો કારમો,
આવે ઉજમે રે, પાપનો પંક દુર્ગતમો ૧
દુર્ગતમા અતિ નિંદ આણી, નરતણા દળ પૂરતો,
પાપતણા જગ પ્રગટ પ્રૌઢા, સુકૃત ભણી જે ચૂરતો
દીઠે દર્શન દુખ દરિદ્ર મરણ શંકા ઊંચ જે,
કીનાશ દેખી કુંવર કોટિ કૌતુક ચિત્ત અતિ નીપજે ૨
નખ એવડા રે, જાણે પાવડા લોહના,
કાન પરગટ્યા રે, માનું સુપડા દ્રોહના
આંખ ઉંડી રે, ભુંડી યથા ડુંગર દરી,
માથું હળ પેરે રે, કેતી કહું વાત મુખે કરી ૩
અનુસરિય પૃષ્ઠ પર્વત શમે લંબિત નીચી લહલહી,
ઉદર ઉચુ પૃષ્ટ નીલુ હાથ તાડ સમા સહી,
તાડ થભા ચરણ દોયે, ઊંચા અતિ ઉત્તંગ એ,
આવતો તેણે સમય એવો વ્યંતર રૂપ અઢિંગ એ ૪
દીઠો કુંવરે રે, [ તે ] નિજ પૃષ્ઠ બિહામણો,
આવે ઉનમ્યો રે, જેહ ધગયે અમરણો,

સાંભળી શબ્દ દયામણો, ઉઠ્યો તવ તે કુમાર,
આણ દેઇ મંત્રી ભણી, ચાલ્યો સ્વર અનુસાર સુણજો૦ ૭.
આવિયો અતિશે ઉતાવળો, દીઠા પુન્ય ને નાર,
બોલ્યો મધુરપણે કરી, મીઠા વચન ઉદાર. સુણજો૦ ૮.
નારી ભણી નર એમ ભણે, કોણે ચઢાવિયો આળ,
વાત કહે ધરથી તદા, મારને ત્યહાં મૃગ સુણજો૦ ૯
પિઉ દેખે સીંચાવિયો, માગીને મુજ આણ
મુજ કરીને પાછો વળતા, મનુ કરી પરમાણ સુણજો૦ ૧૦.
મારગે આવતા તેહને, મળિયા વેરી ઉદ્દામ,
વિષમ પંથે તે સાહમો, બોલાવ્યો વણ કામ સુણજો૦ ૧૧.
ગામ આવ્યુ જવ એ ભણી, કીધા બહુલો વિલંબ,
ગત પહરે વન આવિયા, તરુવરને વિલંબ સુણજો૦ ૧૨.
શૂળી ચઢાવિને પાપિયા, પહોત્યા તે નિજ ગામ,
હુ આવી નર કહેણથી, દીઠા કરમનાં કામ સુણજો૦ ૧૩
હોંસ થઇ રસાળની, માગે છે વારવાર,
કરુણા થઇ તે કુમારને, પભણે તે વારવાર સુણજો૦ ૧૪
સ્કંધ ચઢાવી તે કામની, કરતી તેહ અચંભ,
કાપે કંઠ ને કાળજું, કાપે પદમાસ થંભ સુણજો૦ ૧૫
દેખી કુંવરે તેહવું, નાખી પરભણી સાર,
કટિમેખળ ને કંકણ વળી, નેપુરને ત્યમ ત્યાહ સુણજો૦ ૧૬.
ચીરને ચરણિયો કંચવો, લીધા તાણીને તેણ
ચોર લુંટે જેમ સાથને, કેડે મકય ન જેણ સુણજો૦ ૧૭
નગ્ન થકી નારી તિકા, નારી મરતપરે જેમ
દેવ આભૂષણ લેઇને, પહોત્યો તે વડ તેમ સુણજો૦ ૧૮.
સાતમી ઢાળ ગોત્રામણ, પામ્યો ધન બહુ ક્રોડ,
નેમ કહે ભવિ સાંભળો, કુણ કરે ધર્મની હોડ. સુણજો૦ ૧૦

## દોહરા.

આવ્યો કુંવર ઉતાવળો, આનંદ અંગ ન માય,
તીન વસ્ત્ર તિહુઅણ તિલક, દેખ્યા આવે દાય. ૧.

નેહે નજર નિહાળતો, જપતો જિનવર જાપ,
ધન્ય ધન્ય શીલવતી સતી, નામે નાસે પાપ. ૨
ક્ષણુ ન વિસારે તેહને, યોગીશ્વર જ્યમ ધ્યાન
લય આણ્યો કુવર તિણે, નાખતો એક તાન ૩
પહેલો પહોર વાગ્યો ત્યહા, હવે બીજો અધિકાર,
સાભળજો થઇ એક મના, ભાગ્યતણા પ્રતીકાર. ૪
આરક્ષક છે અગમા, પુણ્યવત ગુણુનત,
દેવ સવે કૃતપુણ્યથી સેવ થકી દુરન્ત ૫

## ઢાળ ૮ મી.

( એ ધીશાની દેશી )

એણે અવસર રે, કીનાશક ત્યહા આવિયો,
પેખી કુવર રે, મનમાહી બહુ લાવિયો
દિશ દક્ષિણ રે, ભક્ષણ કરતો કારમો
આવે ઉજમે રે, પાપનો પક દુરાતમો ૧
દુરાતમા અતિ નિષ્ઠુર પ્રાણી, નરકતણા દળ પૂરતો,
પાપતણા ગઠ પ્રગટ પ્રૌઢા, સુકૃત ભણી જે ચૂરતો
દીઠે દર્શન દુખ દરિદ્રજ મરણ શકા ઉપજે જે,
કીનાશ દેખી કુવર કોટિ કૌતુક ચિત્ત અતિ નીપજે ૨
નખ એવડા રે, જાણે પાનડા લોહના,
કાન પરગટ્યા રે, માનું સુપડા દ્રોહના
આખ ઉડી રે, ભુડી યથા ડુગર દરી,
માથુ હળ પેરે રે, કેતી કહુ વાત મુખે કરી ૩
અનુસરિય પૂઠે પર્વત શગે લલિત નીચી લહલહી,
ઉદર ઉચુ પૂઠ નીચુ હાથ તાડ સમા સહી
તાડ થભા ચરણ દોસે, ઊચા અતિ ઉત્તગ એ,
આવતો તેણે સમય એવો વ્યતર રૂપ અઢિગ એ ૪.
દીઠો કુવરે રે, [ તે ] નિજ પૂઠ બિહામણો,
આવે ઉલ્લગ્યો રે, જેહ ધરાયે અકારણો,

તેહ દેખી રે, લોક હાયે દુઃખકારણો,
પાપી પ્રાણિયો રે, જાણિયો જન ધુન્તમણો. ૫
ધુન્તમણો અતિ ધૂર્ત [ને] ચંડ મુંડ ફરી વિકરાળ એ,
ચરણ ત્રહકે ધરણી ધડકે આયટ અબરાગ એ,
મદ શબ્દે ગજે ગગન ગાજે નાજે નવિ ગ્રહનાજ એ,
પ્રમગ ધગ [એ] પ્રમત્ત ચિતે કુંવર સામો આજ એ ૬
બોલે વ્યંતર રે, વચન તે નિજ મુખ એહવો,
ચાલ વેગેલો કે પગેલા મજ મત્યો તેહવો
પૂંઠ વ્યંતર રે, કુંવર આગે વરે તદા,
પહોત્યા વેગસુ રે, શૂન્યને અંતર બે મુદા ૭
મુદા એ પહોત્યા શૂન્ય અંતર ગોગશત ત્યહા ભૂત એ,
કાળા પીળા ધોળા નીલા દીસતા અબધુત એ
મોળસે તે હસિત બાપણુ કુંવર પણ હસિયો સહી,
બોલિયા તવ ભૂત દેખી તું હસિયો કહે શે વહી ? ૮
જંપે કુંવર રે, સુંદર વાણી અમિનવી,
તમે હસિયા રે, મન માહી કહો શું ફની ?
કહે ભૂતડા રે, બાપડા ભક્ષ્ય પૂરો નહિ,
તેણે આવિયો કે ભાવિયો હાસો ચિત્ત લહી ૯
મન લહી એવુ વચન મોટું પછે કુંવર કહે વહી
ગજન મત્રી ન બળે મૃત્યુક ખટ દિવસ તો ગયા સહી.
તેહ કહિયુ આપણ એવું વ્યંતર બત્રીશગે આણિયે,
ધાણિયે ધાલી તેહ મવગા, તેલ કાઢી માણિયે ૧૦
તેહ તેલથી રે, મનોની કાયા છાંટિયે,
હોવે નિશ્ચય રે, પાપક મત્રી વીટિયે,
બીડું લેઇ રે, હું ઇહા વળિ આવિયો,
મુજ મળિયા રે, બત્રીશ સત અધ ભાવિયો ૧૧
ભાવિયો તમને મત્યા મુજને, બીજા અધ ઇહા પાવશે,
તમ ભગાતુ જાઇ એ રાજા, વળી લેવા ભણી આવશે,
સુણી એવું વચન વાઉ કે', કર જોડી પ્રભુ સુણો,

સહુ વાત કહિયે માંડી ધરથી વાંક નહિ કો અમતણો. ૧૨.
સુણો મોટકો રે, દિવસ અછે સહિ સાંભળો,
મહામાંસનું રે, ભક્ત કરે તજિ આમળો;
તવ કુંવર રે, આકરા બોલ સુણી તેહના,
ગણી નવપદ રે, કરવાળ ગ્રહી કર જેહના. ૧૩.
જેણેપરે કરવાળ કાઢી, જાણે ત્રિભુવન છપવા,
વ્યંતર સઘળા માન મેલી, દિનકરની પેરે દીપવા;
નવ પદ તે મહિમા પ્રબળ વ્યંતર બત્રીસેં ભય ધરે,
ભાગે સંકટ વિકટ સઘળાં, વૈરી ભય જે જાય કરે. ૧૪.
લીલા લક્ષ્મી રે, લહિયે નવ પદ ધ્યાનથી,
ટાળે આપદા રે, સંપદા દે બહુ માનથી;
જેણે જપિયા રે, જપમાળા નવકારની,
કહો તેહને રે, ચિંતા કશી સંસારની. ૧૫.
સંસાર માંહી પ્રગટ પ્રાણી પોતે હોય શુભ વાસના,
સ્વર્ગનાં સુખ સહજ કરતળ, અવર શુભ તસ વાસના;
ચોર અરિ વિષ રણુદ રોગો પાવક કરિ દધિ ઉપશમે,
પરિવાર પ્રૌઢા પુત્ર બહુલા, દોષ તેના જે દમે. ૧૬.
નવકારથી રે, વ્યંતર સહુ આગે હુઆ,
સેવક પેરે રે, જી જી કરતા આગળ વહ્યા;
મહામાંસનું રે, ભોજન રહિયું વેગળું,
જીવવાતણો રે, સંશય પડીયો અતિ ભલું. ૧૭.
અતિ ભલી ભાતે તેહજ વાતે વિનવતા તે કુમારને,
દાસ અછું અમે ચરણકેરા, છોડો કરણા આણીને;
મુકું નહિ કહે કુંવર તેને, બીકું મહિ કેમ નિર્ગમું?
જો મુજ કેણુ કરશો એક વાર તો હોય તમને સહુ સમું. ૧૮.
અતિ ઉત્કટ રે, લંપટ વિકટ લાલચી,
સહુ વ્યંતર રે, ઝિંતર ઝટકતા ઉમચી;
ધડ ધડકતી રે, તડકત ધરણીની તુંબિકા,
આગે પાછે રે, આવે જાવે શુંબિકા. ૧૯.

ક્ષુધિકા તન ગ્રગણ ચડી ખડાધર પેરે ધ્રડ્રકે,
કુવર પુણ્યે પ્રગટ પ્રૌઢો, કાય જેની આયડે;
આનન અનળ પ્રબળ પૂંઠ તન જ્વાળમાળા સંકુળા,
હુઆ આતુર અતિગે પામ મરણ ભયથી આકુળા. ૨૦
જો જો પુણ્યથી રે, વ્યતર સર્વે વશ થયા,
એક માનવ રે, જીતી કુશળે નવ ગયા,
નાના મોટકા રે, દેવતણા ત્યહા અગ રહે,
કર જોડી રે, દેવ સર્વ તે એમ કહે ૨૧
એમ કહે વ્યતર કર જે આજ્ઞા તમ આગે ઉભા થકા,
શ્રીજિન મદિર અતિ સુદર પાસે પરિમલ વાટિકા
ઉત્તગ મદિર કળશ સોહે મડપ સોનના ભલા,
નેમવિજય કહે ઢાળ આઠમી, એ સીમા ગઇ નિર્મળા ૨૨.

## દોહરા.

દેવ કહે બીચો તમે, આખ મચી મહારાજ,
ભવન નિપાયુ જિનતણુ થાપ્યા શ્રીજિનરાજ. ૧.
આખ ઉઘાડી નિરખિયુ, નિપુણ થયુ કહ્યુ જેમ
ધ્વજ ગગનમા સ્થિર રહી, થાપ્યા શાતિ પ્રભુ તેમ. ૨.
ભૂષણ વસ્ત્ર જે દેવના, ચદ્રગુપ્ત લેઇ આમ,
શીલવતીના નામની, બિરુદ્રવી કીરી તામ ૩.
લઇ દીધી વ્યતર કરે, શીલવતી આવાસ,
લેઇ મૂકે હરખિતપણે, અગે થઇ ઉલ્લાસ ૪.
વળી સભાર્યાં આવશ્યુ, કરશુ દીધા કોલ,
વ્યતર પગે લાગી ગયા, બીજો ગયો પહોર અડોલ. ૫
ત્રીજો પો'ર હવે સાંભળો, જેવો થયો અચભ,
પદરવ થયો પૃથિવી પથે, કુવર કહે મન થભ ૬.
ચદ્રાતપ છાયા પડે, અંગ નવ પડે જાસ,
પદતળ ભૂમિ આગળા, દીસે અબર ન તાસ ૭
છાયા પડે સચરે, પેગ ને ધડનાળ,

રાજભુવન વેગે ગયા, પેસી ગૃહ પરનાળ. ૮.
કુંવરે ઉભાં નિરખિયું, લીધી રાજકુમાર;
વળી જેમ આવ્યા તેમ વહે, તેહજ વન મોઝાર.

## ઢાળ ૯ મી.

(સુરતી પ્યારી હો, લાગે જિન છ તાહરી—એ દેશી).

કંધ ઉપાડી હો, આવ્યો રાજન નંદની, ચાલ્યો ખરપર ચોર;
કુંવર સંપ્રેક્ષણું હો, જોવે માનું સજ થકો, પહોતો વનહ તે ઘોર;
પ્રીત સંભાળી હો, બાળી વચન એમ કહે. ટેક. ૧.
વટને પંજર હો, અંતર દીઠો સાથરો, દૂર કર્યો જવ તેહ;
ભૂમિ પેસારે હો, સંચારે સો પણ સંચરે, ભૂમિનું મંદિર જેહ. પ્રીત૦ ૨.
માંહે ને પેઠો હો, દીઠું મંદિર તેહવું, તેજે કરી ઝાકઝમાળ;
કંચનનું અંગણ હો, મંગણ મન રાચી રહે, ચંદ્રયશ ખુશાલ. પ્રીત૦ ૩.
જાગી જવ નારી હો, મનમાં પૂરણ પ્રેમલા, દીઠું તસ્કર ગેહ;
મનમાં અતિ ચિંતે હો, બીતે ભીતિતણે વશે, શું છે કૌતુક એહ. પ્રીત૦ ૪.
તસ્કર સહાં બોલે હો, ખોલે અંતર આપણું, મૂકી કુળ મરજાદ;
સાંભળતું ગોરી હો, ચોરી મેં કરી તાહરી, તુજને વરવા આહ્લાદ. પ્રીત૦ ૫.
ભરિયો બે કંડે હો, અગની કુંડ ઝગહગે, જ્વાળા પ્રત્યક્ષ વેતાળ;
દીસંતી કાળી હો, રાતી પીળી ચહુ દિશે, ધૃતપૂરે અતિમાળ પ્રીત૦ ૬.
લપન શ્રી બાકુળ હો, તિલવટ દેખે ત્યહાં ઘણા,હોમસામગ્રી બહુ જેહ;
અજ વર પણ દીઠો હો, અનિઠો કુંવરી લોચને,કુંવરે પણ લહ્યું એહ. પ્રીત૦ ૭.
રત્નખુર એમ બોલે હો, વચન લે કુંવરી માહરાં, વર તું કરી ભરતાર;
કાંઇ હવે ચૂકે હો, મૂકે તન કિણે કારણે,થા હવે તું મુજ નાર. પ્રીત૦ ૮.
તું નહિ જો પરણે હો, મરણ સુણ તુજને કહ્યું, નાખીશ અગનિ મઝાર;
તેણે તુમારે હો, પુણ્યને સારે કહું ભલું, હઇડા માંહી વિચાર. પ્રીત૦ ૯.
કુંવરી પણ શોચે હો, એ શું આવે એહને, શું જાણે મન માંહ્ય;
હું અછું કુંમારી હો, અમરીનંદન નૃપતણી, હંસી કાગ વિવાહ. પ્રીત૦ ૧૦.
વર ભલું મરણે હો, શરણે શું હોય એહને, એથી અગની એ સાર;
કુસંગને સંગે હો, અંગે હોય અરૂચિતા, નિષ્ફળ પ્રેમ સંસાર. પ્રીત૦ ૧૧.

કુંવરી ઉમોદી હો, રાજા નવેદી તુજને કહું, તું મુજ બંધવ સમાન,
હું છું તુજ બેન હો, એવું મુજને શું કહો, કહે તે થાઓ સાવધાન. પ્રીત૦ ૧૨.
દ્યો અગને ફેરા હો, સાત ગોત્રામણા, કીજે અગની સતકાર,
જેમ કહિયું ચોરે હો, બાળા આગે તેમ કરે, જપતી શ્રીનવકાર. પ્રીત૦ ૧૩.
ગણે મનને છાંટે હો, અગ્નિકુંડ બાકળા, પુષ્પ સુવર્ણ કાજ,
છાંટે ફેરે હો, પૂર્વ દિશ સામી રહી, બોલે શુભવે અનાજ પ્રીત૦ ૧૪.
જો હોયે આ થાનક હો, છાનો નગ જો કો રહ્યો, વ્યંતર વા વૃદ્ધિદેવ,
ક્ષત્રિનો નંદન હો, આનંદ નિધે કુળે, રાખજો અબળા ટેવ પ્રીત૦ ૧૫
મે તો વર વરિયો હો, લીલવતીપતિ, બીજો નહિ એ સંસાર,
આપણી શક્તિ હો, કાઢી ચૂપ કરી મત રહો, માતમો ફેરે છે સાર. પ્રીત૦ ૧૬.
નાખે તે જેવે હો, તેવે કુંવર ધસ્યો ત્યદા, ગ્રહિયો ગલખુર ચોર,
પાપી તું પ્રાણી હો, જાણી મે તુજ વાતડી હો, કરતો કરમ અઘોર પ્રીત૦ ૧૭
નાખ્યો તે કુંડે હો, બુડી બુડી ગતિ ભણી, પુરૂપ સુવરણ તામ,
થયો તેણે ઠામ હો, માંહિ કુંવરે તે લોચને, કુંવરી કરે પરણામ પ્રીત૦ ૧૮.
નવમી એ ઢાળે હો, જોડી દંપ મળી ભલી, પામ્યા હરખ અપાર,
નેમને શાતા હો, રાતા માતા માનવી, પામે રિદ્ધિ પરિવાર. પ્રીત૦ ૧૯.

## દોહરા

કુંવરી દેખી કુમારને, રૂપે મદન મહંત
મન માન્યું ઘણું માનની, કામિની કામ લહંત ૧
કુંવર બોલાવે તેહને, લીલવતીનો નાહ;
કહે તે કુણ સ્થાનક વસે, જેનું તુજ ઉમાહ. ૨
તાત ભણી નિમિત્ત કહ્યો, ચંદ્રગુપ્ત કુમાર,
સાંભળીને વર મે વર્યો, પણ નવ જાણું સાર ૩
પ્રેમ ભરી એમ પ્રેમદા, મધુરા બોલે બોલ,
પરણો પ્રેમ ધરી કરી, મૂકી દિયો કુબોલ ૪.
જ્ઞાતિ કુળ નવ જાણિયા, તું કયમ કરે વિવાહ,
મે વરિયા નારી કહે, પૂરણ કરો ઉછાહ ૫.
કીધી કળશની સ્થાપના, સાક્ષી દિનનિશીકાર,

ત્રીજી નારી પરણિયો, પુણ્યતણે પ્રતિકાર ૬.
સુવર્ણ કાઢયુ કુંડથી, નીરે શીતળ કીધ,
દીઠે ભન ભાવઠ ગઇ, સકળ મનોરથ સિદ્ધ. ૭
નારી મૂકી ભુવનમા, જંપી પ્રેમ વચન,
હુ આવુ જ્વાળી કરી, સચિવતણુ જે તન. ૮.
વેગે ત્યાથી નિસર્યો, મુદ્રાંકિત કરી ગેહ,
ચોથે પહોરે તે ત્યહા, મત્રી પામ્યો નેહ ૯

## ઢાળ ૧૦ મી

( ઉ૦ કંચાનભી ભર ઘરો હે—એ દેશી )

વૃક્ષ હેઠે કુમારજી હે, બેઠા શમને લેઇ,
સત્યનત શિરોમણિ હે, અતલીબળ ને અભેઇ ૧.
ગુણવંત ગરવો ગહગહે હે, મીઠા અમીય સમાન
તેણે સમે જે કૌતુક થયુ હે, સુણજ્યો થઇ સાવધાન ગુણવંત૦ ૨.
થરહર થરહર થરહરે હે, ડોલે કાયા તેણી વાર,
અમળાયે અતિ આકરે હે, મૃતક તેણી હો વાર ગુણવંત૦ ૩.
હુંકારે ફણી ટોપથી હે, કોપનુ કરે પોકાર,
શબઘોર વચને ગાજતો હે, ભાજતો નર અહંકાર. ગુણવંત૦ ૪.
હુ હુ હુ મુખ એમ કહે હે, ઘ્રાણે સબળ ધોકાર,
ભ્રુકુટિ ભમાડે ઉર્ધ્વથી હે, ત્રિવલી નિલવટ તાર. ગુણવંત૦ ૫
ભૂમિ પદ પછાડતો હે, ધ્રુજાવે ગિરિશૃંગ,
કરડા ડોળા કાતરે હે, પાતરે સુભટના અંગ ગુણવંત૦ ૬.
ઉછળે જ્યમ ચણા પાવકે હે, ધડુકે ઉદધિ જ્યમ વાર,
ગર્ભ ગળે સવી ગર્ભણી હે, આ'યતણે ચણકાર ગુણવંત૦ ૭.
દેખી કુવર કહે ઇસો હે, થારે પાપા પ્રયત્ન,
હુ તુજ ભેદક આવિયો હે, ઉલ્યિેા અતર યત્ન. ગુણવંત૦ ૮.
માંહોમાંહે વળગ્યા તિકા હે, દેતા પગનો પ્રહાર,
ગડદા ટીક ચૂકે નહિ હે, ઢીંચણના ધાકાર
અર્કતૂલ જ્યમ વાયુથી હે, ઉડે જ્યમ આકાશ,



તેમ ગ્રહીને ભુજા ભૂતની હે, નાખ્યો ભૂમિ ઉદાસ ગુણવંત૦ ૧૦.
આકુળ થયો તન આપથી હે, બોલ્યો વચન વિલાસ,
મૂક્ય કહુ તુજ વાતડી હે, તું આ મુજને ઉલ્લાસ ગુણવંત૦ ૧૧
કુંવર બેંના અળગો સુણે હે, વ્યંતરતણો વૃત્તાંત,
મંત્રીની દેહ જે નવ બળે હે, નાવે તેનો જે અંત ગુણવંત૦ ૧૨.
ઊણ વાત થયો દેહડી હે, કીંના કઇ ઉપચાર,
સૂર્ય ચંદ્ર દ્વય નામના હે, કાંતિ છે રત્ન અપાર ગુણવંત૦ ૧૩
મુખમા નાખ્યા તેહને હે, રોગ ગયો એ દેહ,
અંત વેળા કાઢ્યા નહિ હે, અગ્નિજળ રહિત એહ ગુણવંત૦ ૧૪.
હું ગેહનં છું રત્નનો હે, તુંનો તુજને રે આજ,
લે દેઉં કહી મુખ કાઢિયું હે, દીધા મણિ સુરરાજ ગુણવંત૦ ૧૫
એકે જળ મૂડે નહિ હે, દૂજે રત્ને અગ્નિની ન ભીત,
વળી ગણે જન જાતિયે હે, કહું છુ તુજને હો પ્રીત ગુણવંત૦ ૧૬
ભુવન મધ્યે દક્ષિણ દિશે હે, શયન તણો પલંગ,
ચારે પદ છે ચઉ ભલા હે, રત્ન કળશ ઉત્તંગ ગુણવંત૦ ૧૭.
ગ્રહજે કહી વેગે થયો હે, અરૂપી તે યક્ષરાય,
ભાનુ ઉદય તે દેહને હે, અગ્નિ સંસ્કાર કરાય. ગુણવંત૦ ૧૮.
સ્નાન કર્યું ચોખે જળે હે, પાવન શું મુખ ધાય,
એવે જે સુભટ ગયના હે, ચઉં દિશે કુંવરને જોય ગુણવંત૦ ૧૯
વન જોયો વનમા ફર્યા હે, દીઠો જિનહર સાર,
જન્મ થકી પેખ્યો નહિ હે, સુંદર મરકર લાર. ગુણવંત૦ ૨૦
ખુશી થયા તે દેખીને હે, પ્રણમ્યો નેહે કુમાર,
દશમી નેમવિજય કહી હે, ઢાળ ભલી સુખકાર ગુણવંત૦ ૨૧

## દોહરા.

શ્રીજિનહરે મંદિરે, પ્રણમ્યા શાંતિ જિનંદ,
ભક્તિ ભાવ થકી ભલો, પામયા પરમાનંદ ૧.
સુભટ સાથે મચરી, આવ્યો નૃપની પાસ,
આપો કહિયું જે તમે, રાજા થયો ઉદાસ. ૨.

ક્યા નામો આ યા કિમે, બાલો જાતિ તમ જેહ
પી પાણી ઘર પૂછિસુ, ભૂપ ઉખાણો એહ ૩
ધુડગેટા છે જાતિ અમ, આવ્યા વનની આય
જુવારી છે મિન માહરા, કહિયો કરો પસાય ૪
વિચાર થયો રાજા ઘણો, કીજે કેવો ઉપાય,
અણુજા યે મંત્રી સુતા, દેતા કેમ દેવાય ? ૫
મન ચિંતે રાજા ઇમો, તવ અંતપુર માય,
પોકાર કરે પ્રધુન સ્વરે, ગણી પટની ત્યાય ૬.
સધિ મુખ દઇ ભુવનમા, લેઇ ગયો કુંવરી કોય,
સાર કરો તમે તેહની, દુઃખ ન શમાવે કોય ૭

## ઢાળ ૧૧ મી.

( મન આણી છ જિન પ્રાણી વાણી જાણિયે રે—એ દેશી )

રાણી મુખે તે વાણી કહે નયને રે, કુવરી ગઇ કહો કેથ,
ગુણની ખાણી અમીય સમાણી નંદની રે, માજે હતી સડી એથ. ભૂપતિ૦ ૧
મધિમુખ દઇ ગૃહશુ એ ચોરી ગયો રે, જેની ન શોધ લગાર,
જેને નરખ્યો વન એ પરખ્યો આપણો રે, જોવો સકળ સસાર ભૂપતિ૦ ૨
અશ્વ દોડાવ્યા સુભટ ચલાવ્યા સવ દિશે રે, દેખી ન કુંવરી કયાહ,
ફરી જે આવ્યા મન દુઃખ પાયા અંગમા રે, ભૂપતિ બેઠા છે જ્યાહ ભૂપતિ૦ ૩
કહે કુંવર રાજા મુજને પરણાવિયે રે, વિલબ કરો હવે કેમ
બોલિયો લાભે આભે માનવ હરસણી રે, પ્રભુજી ધરીને પ્રેમ ભૂપતિ૦ ૪
દુખ ભરી રાજા બાનજે તાગ એમ કહે રે, રાણુ વેગા કહો વેણુ
દુઃખભર છાતી ફાટી તાતી આકરી રે, આંસુ ઝરતે નેણ ભૂપતિ૦ ૫
ઢોલ ઢંઢેરો રાજન નગરે કરવે રે, પુત્રી દેખાડ કોય
તે ભણી આપુ દરિદ્ર કાપુ તેહનુ રે, સુંદર આપીએ આય ભૂપતિ૦ ૬
કુંવર બોલિયો એમ સાભળો રાજવી રે, દેખાડુ તમચ ધાય,
બોલે ચૂક્યા થયા મટી તમે રાજવી રે, એવો ખોટો તમ ન્યાય ભૂપતિ૦ ૭
બોલે ચૂક્યા જે કોઇ હોય માનવી રે, કેમી તસ પરતીત
રસના છેદિને બોલ નમૂકીને ગોનિયો રે, તો હોવે જગ જશ છત ભૂપતિ૦ ૮

ખોટે ભાખ્યે હોયે જગમાં હીનતા રે, લેખે તે ન ગણાય;
પૃથ્વીપતિ જો ચૂકો આપણે બોલમાં રે, સજ્જન તેથી દુઃખાય. ભૂપતિ૦ ૯.
ભૂપતિ કહિયો કરથી બોલ જે આકરો રે, રાખો મન સ્થિર સ્થાપ;
વળી બીજો ને ત્રીજો જે તમે માગશો રે, આપશું ટાળી સંતાપ. ભૂપતિ૦ ૧૦.
હરખિયો મનમાંહે રાજા અતિ ઘણો રે, વાધ્યો બહુલો સંતોષ;
નેમ કહે ભવિ ઢાળ એ અગિયારમી રે, મારુણી પુણ્યભર પોષ. ભૂપતિ૦ ૧૧.

## દોહરા.

રાજા બોલ દીધો ખરો, મનમાં રાખી કપટ,
ધૂરત મીઠા બોલડા, અંતે થયે ઉવટ. ૧
મહારાજા સૈનાભણી, મત્રીશ્વર વળી એહ;
ત્યો સુભટ તમે આપણા, ફરીને પાછા જેહ. ૨
નગર લોક સાથે થયા, દીઠો જિન પ્રાસાદ;
એક એક પ્રત્યે કહે, કરે સ્વર્ગશુ વાદ. ૩

## ઢાળ ૧૨ મી.

( જેહડ મારી મલવે મારા લાલ—એ દેશી )

રાજા હરખ અપાર કે, આવે ઉજ્જમે લલનાકે આવે ઉજ્જમે;
સાથે ભલા પરિવાર કે, ચિત અતિ ખાંતમે લલના કે ચિત અતિ ખાંતમે. ૧.
ઘેરું ગાજે વન કે, ધ્રુજે કાયરા લલના કે ધ્રુજે કાયરા;
શબ્દાડંબર તેમ કે, હોય અશાપરા લલના કે હોય અશાપરા. ૨.
વૃક્ષતણી બહુ ઝાડી કે, નૂતન તરૂ ઘણાં લલના કે નૂતન તરૂ ઘણાં;
જે દેખી નિજ મન કે, ભિન બિહામણાં લલના કે ભિન બિહામણાં. ૩.
બબુલ કથેરી તેમ કે, જૂથ વળ્યાં ભલાં લલના કે જૂથ વળ્યાં ભલાં;
અંબ કદંબ હી એમ કે, સરલ ને સાતલા લલના કે સરલ નેસાતલા. ૪.
ભેદાય નહિ તેહ કે, નર બહુ વેદને લલના કે નર બહુ વેદને;
સ્વેદ વળે જ્યમ અંગ કે, ઉપજે ખેદને લલના કે ઉપજે ખેદને. ૫.
ચિંતે રાજન લોક કે, લેઇ કયહાં જાય છે લલના કે લેઇ કયહાં જાયછે;
દિસે છે સહી ફોક કે, આગે સુખ થાય છે લલના કે આગે સુખ થાય છે. ૬.
એમ કહેતાં સહુ તેહ કે, વહી આવ્યા ત્યહાં લલના કે વહી આવ્યા ત્યહાં;

પુથ ઘણી ઘત જાય કે, વટવૃક્ષ છે જ્યહા લલના કે વટવૃક્ષ છે જ્યહા. ૭
વટ મધ્યે કોટર જેહ કે, દેખી નરવરો લલના કે દેખી નરવરો,
સાથરો કીધો દૂર કે, જે હુતો ડાભરો લલના કે જે હુતો ડાભરો ૮
ભીત ધરી મન માથ કે, ભૂપતિ વિનવે લલના કે ભૂપતિ વિનવે,
આતુરતા કરી ગેહ કે, ગમન અભિનવે લલના કે ગમન અભિનવે ૯
આગળ કીધો કુમાર કે, પછે સહુ વિચરયા લલના કે પછે સહુ વિચરયા,
શેઠ તરાલ તે વાર કે, મનમા પરિકરા લલના કે મનમા પરિકરા ૧૦
પેમે ભૂપતિ પ્રેમ કે, ભૂમિને ઘર ભલે લલના કે ભૂમિને ઘર ભલે,
આગે જાતા તેહ કે, અંધકારે આકુળે લલના કે અંધકારે આકુળે ૧૧.
દીઠુ ગૃહ મનોહારી તે, સઘળુ લોચને લલના કે મઘળુ લોચને,
રવિ શશિની પેરે તેજ કે, દેખ્યો ન સુહણે લલના કે દેખ્યો ન સુહણે ૧૨
વસુમતિ તેણી વાર કે, લાજે ઉભી થઇ લલના કે લાજે ઉભી થઈ
દેહ હિમે જેહ કે, દુખની રેખા ગઇ લલના કે દુખની રેખા ગઇ ૧૩
પસરયો અંગ અનંગ કે, મરકલડો મુખથી લલના કે મરકલડો મુખથી,
નયન કટાક્ષ કમાન કે, બાણ ન ચૂકતી લલના કે બાણ ન ચૂકતી ૧૪
પ્રેમ સરોવર માહો કે, પિયુ જળ ઝીલતી લલના કે પિયુ જળ ઝીલતી,
નેમવિજય કહે એમ કે, દુખને ઠેલતી લલના કે દુખને ઠેલતી ૧૫

## દોહરા.

પૂછ દેઇને નારને, અવગે મુખ કરી લાજ,
ચમત્કાર ચિત્તે તરત, એમ ચિંતે મહારાજ. ૧
અહો અહો ! એ ગેહમા, કની ધનની કોડી
નામાન્તિ સહી નિરખીને, ગઈ કુમતિ સહુ છોડી ૨
સુવર્ણ પુરીસો દેખીને, અહો અહો કૃત પુણ્ય !
કેણે નીપાયા ઘર અતી, પાયો તે નર ધન્ય ૩

## ઢાળ ૧૩ મી.

( આવી ધુતારા નંદની તે ધૂતુ ગોકુળ ગામ—એ દેશી )

અચરજ દેખી ઉપન્યુ રાજા, નન્દન કેરૂ ચરિત, ( ૨ )
હાંમી કરે ઘણુ પખી એનુ, પુત્રી પુણ્ય પવિત્ર, ( ૨ )

પુરૂષોતમ ગુણવંત સલુણો, આતમચો આધાર. ( ૨ ) ટેક૦ ૧.
પિયરનો પરિવાર સહુ છે, લાજ તણું કુણ કામ; ( ૨ )
પાણિગ્રહણ ન કરાવ્યું તારૂં, એવું ન કીજે કામ. ( ૨ ) પુરૂ૦ ૨.
હેજે હશી હરિણાક્ષી બોલે, સાંભળજો નિજ તાત; ( ૨ )
અણજાણ્યું તમે એવું ન બોલો, મોટા છો અવદાત. ( ૨ ) પુરૂ૦ ૩.
એણી પેરે વારે તાત પનોતા, કોડી કાજ ન કોઇ; ( ૨ )
અવસર આવ્યે કારજ પો'ત્યું, એહ સમો કુણ હોય. ( ૨ ) પુરૂ૦ ૪.
માત તાત કોઇ કામ ન આવે, તન બાંધવ પરિવાર, ( ૨ )
દુઃખની વેળાએ દીઠી એણે, કીધા એણે ઉપકાર. ( ૨ ) પુરૂ૦ ૫.
સુખની વેળાએ સાજન સહુએ, આવે દુરથી ધાય; ( ૨ )
કેવું સગપણ રાખું તેહથી, પ્રીતતણું પણ જાય. ( ૨ ) પુરૂ૦ ૬.
તેણે ગ્રહી જવ ગેહથી મુજને, આણી એહજ ઠાણ; ( ૨ )
સુવર્ણ પુરૂષને કામે સ્થાપી, કાઢે વાતન પ્રાણ. ( ૨ ) પુરૂ૦ ૭.
ચોરે કહ્યું એમ વસ્ય તું નારી, મેં નવ વરિયો તોય; ( ૨ )
સાતમે ફેરે નાખતાં અગ્નિ, એણે રાખી ત્યાં મોય. ( ૨ ) પુરૂ૦ ૮.
ચોર મારી એણે સુવરણ કીધું, મે વરિયો ગુણગેહ; ( ૨ )
એહજ દીનથી અંત લગી મેં, ધરિયો અવિહત નેહ. ( ૨ ) પુરૂ૦ ૯.
સાચો જમાઈ એહજ તુમચો, પ્રાણ તણો પ્રતિપાળ; ( ૨ )
પરઘલ પુણ્યે પરણિયો પોતે, ભરતાર દીનદયાળ. ( ૨ ) પુરૂ૦ ૧૦.
મરણતણો (દંડ) જેણે દીધો, ઉગારી વરમોય; ( ૨ )
તેણે સમે તું તાત ન આવ્યો, કહીયે હવે શું તોય. ( ૨ ) પુરૂ૦ ૧૧.
કીધે કામે દોષ ન દીજે, જે લખિયો કીરતાર; ( ૨ )
ગુણ અવગુણ નવ કોઇ વિચારે, આ ભવ એ ભરતાર. ( ૨ ) પુરૂ૦ ૧૨.
મન માન્યું છે એહથી મારૂં, અવરતણું પચખાણ; ( ૨ )
સાંભળી રાજા કુંવરી વચને, હુઆ હૈયે હેરાન. ( ૨ ) પુરૂ૦ ૧૩.
લઈ દીધું વ્યવહારી કેરૂં, નામાંકિત ધન જેહ; ( ૨ )
અવર મુક્યું ભંડારમાં પોતે, પેખિયું લેઇ તેહ. ( ૨ ) પુરૂ૦ ૧૪.
સુવરણ પુરૂષ કુંવરે ગ્રહિયો, અવર ન ઘાલિયો હાથ; ( ૨ )
વેગે આપણે મંદિર આવ્યો, રાજા કુંવર સાથ. ( ૨ ) પુરૂ૦ ૧૫.

ગુપ્તે પૂછ્યો એકાંતે તેડી, કુંવરતણો વરતંત ( ૨ );
કહિયો લહિયો તેનાથી સઘળો, ભૂપતિ મન હરખંત ( ૨ ) પુ૩૦ ૨૬,
લેઇ લગન ને નંદની દોઈ, પરણાવી કુમાર ( ૨ ),
પદ્મિની દોઇ પ્રીતમ પેખી, સફળ ગણે અવતાર ( ૨ ). પુ૩૦ ૧૭.
દુઃખ દુહગ સહુ દૂર વિડારે, પામ્યો વાંચ્છિત ભોગ ( ૨ );
કીધું પુણ્ય તે કેડ ન મૂકે, પુણ્યે સકળ સંજોગ ( ૨ ). પુ૩૦ ૧૮.
સેવક કહે તસ ખડ એ બીજો, સતી ગુણ પુણ્ય પવિત્ર ( ૨ ),
નેમવિજય કહે ભવિ સાંભળતા, હોયે જનને ચિત્ર ( ૨ ). પુ૩૦ ૧૯.

इति श्रीशीलवतीमहाचरित्रे द्वितीयखंडः संपूर्णः ॥

---

## ખંડ ૩ જો.

### દોહરા.

સકળ રિદ્ધિ સમૃદ્ધિકર, ત્રિભુવન દીપ સમાન,
પ્રણમું પાર્શ્વ ગોડી ધણી, આપે વર સિદ્ધિ દાન ૧.
અભય અનુપમ અકળ ગતિ, મદનકદન મહાનંદ;
ભયહરણને સુખકરણ તું, ચરણ શરણ ગુણવૃંદ. ૨.
પાતિકને દૂરે હરો, દારિદ્ર્ય દુઃખ જંજાળ;
ત્રીજો ખંડ કહેતાં થકાં, હોજો સુગુરૂ ખુશાલ. ૩.
સુખ વિલગે સંસારનાં, પામી ભોગ સંજોગ,
શીલવતી ક્ષણ ક્ષણ વળી, સાંભરતાં લહે શોગ. ૪.
માગે શીખ કામની કને, અવસર આપણો પાય,
સુણી વચન વામા ત્યહાં, હૃદુ શુન્યજ થાય. ૫.
પ્રીતમ એવું ન બોલિયે, એ વચને દુઃખ હોય,
કામનીને વા'લાતણો, વિરહ ન આપે કોય. ૬.

### ઢાળ ૧ લી.

( કંકણુ મોરલિયો—એ દેશી )

ગમનતણું વચન સાંભળી રે પિયુજી, નારી બોલે મુખ એમ પિયુ ફિર વચ્ચો ઓરે
અવગુણ જાણી અમતણો રે પિયુજી, છોડો છો કહિયે કેમ પિયુ ફિર વચ્ચો ઓરે

નેહ ન કીજે એહવો રે પિયુજી, છેય શિરોમણ છેલ, પિયુ દિલ૦,
શકટી ગલણ બેહેડે કરી રે પિયુજી, હાવે નહિ કો બેલ, પિયુ દિલ૦ ૨.
તો તુ અભુ ઉદધિ પેરે રે પિયુજી, ગરવો ગુણ ગંભીર, પિયુ દિલ૦
તાપ વાસુ કરી લીજિયે રે, પિયુજી, છિલ્ર ન્યમ સરનીર, પિયુ દિલ૦ ૩
ચદ્ર ચકોરની પ્રીતડી રે પિયુજી, ગણે ઉત્તમ રીત, પિય દિલ૦
કેશનરામ શું નેહલો રે પિયુજી, જેમ મીન ને જળ હીત, પિયુ દિલ૦ ૪.
હ' કરીને જે છાડશો રે પિયુજી, તો નેહો કેમ કહાય, પિયુ દિલ૦,
સમજે ચતુર એક વેણથી રે પિયુજી, જીવિત લગી પહોચાય, પિયુ દિલ૦ ૫
કૈતવ કેળવો અન્યથી રે પિયુજી, નારીનુ ન કીજે હાસ, પિયુ દિલ૦,
એ હાસે સારાજ નહિ રે પિયુજી, ક્ષણમા હોવે વિનાસ, પિયુ દિલ૦ ૬.
સીતાતણે વિરહે કરી રે પિયુજી, રામજી કીધ વિલાપ, પિયુ દિલ૦,
શુ કહિયે તમને મુદા રે પિયુજી, સમજો હિયલડે આપ, પિયુ દિલ૦ ૭
સુખ દુ ખ કારણ એહના રે પિયુજી, ગમનશી કહો સુખ વાણ, પિયુ દિલ૦,
અત લગે થાઓ એકમના રે પિયુજી, હામીથી હોયે હાણ, પિયુ દિલ૦ ૮.
જીવતા ઇ દેઇ જીવના રે પિયુજી, ક્ષણમા ન કીજે વિછોહ, પિયુ દિલ૦,
વાલમ વિહોણી વિરહિણી રે પિયુજી, મોટો પ્રીતમ દ્રોહ, પિયુ દિલ૦ ૯
ઉપજતો પિયુપ્રેમથી રે પિયુજી, છડો છો નિરૂપમ નાર, પિયુ દિલ૦,
અતલગી કયમ રાખશો રે પિયુજી, નેહ વધ્યો જે અપાર, પિયુ દિલ૦ ૧૦
ઇચ્છા જે હોય તમતણી રે પિયુજી, તે દિયે અમચો તાત, પિયુ દિલ૦,
જાનુ કુણ દુ ખ કારણે રે પિયુજી, પિયુ કહો માડી વાત, પિયુ દિલ૦ ૧૧.
સેવાકારી દ્રય સુદરી રે પિયુજી, રહેછે કેવો અનૂર, પિયુ દિલ૦,
અમે લહિયે તમ મનતણી રે પિયુજી, વળી વળી તન ભરપૂર, પિયુ દિલ૦ ૧૨.
ખામી નહિ અમ સેવમા રે પિયુજી, જે હોય દુઃખ વદો કથ, પિયુ દિલ૦,
છેહડો છોડી કેમ દાખવો રે પિયુજી, એક મતો કરી તત, પિયુ દિલ૦ ૧૩
જાવુ પડ પરદેશડે રે પિયુજી, અઢતતણે તે મડાણ, પિયુ દિલ૦,
કુવર કહે નિશ્ચે ચાલવુ રે પિયુજી, તરુણીને કહે તાણ, પિયુ દિલ૦ ૧૪
તરગે નયના લાલિયા રે પિયુજી, સ્થિર રહિયા એ દોય, પિયુ દિલ૦,
લાજ વહો તમે એહની રે પિયુજી, હેજ ભરી સામુ જોય, પિયુ દિલ૦ ૧૫
ઉત્તમ જાણી આદર્યા રે પિયુજી, નિરંટો હવે મત દેય, પિયુ દિલ૦,

લખી લખીને તમ પગ પડ્યાં રે પિયુજી, અબ તો કહિયુ કરેય, પિયુ દિલ૦ ૧૬
નારી નયનના નેહથી રે પિયુજી, વિનવ્યો પિયુ ગુણખાણ, પિયુ દિલ૦,
પહેલી ઢાળ બીજા ખંડની રે પિયુજી, નેમનુ વચન પ્રમાણ પિયુ દિલ૦ ૧૭

## દોહરા.

એમ ન કીજે નાહલા, છટકા ન દીજે છેહ,
રાખો વધતો નેહલો, જ્યમ ઘન ભૂમિનો નેહ ૧
કુંવર કહે સુણો ભામની, મૂકો ખેંચાતાણ
વેગે જાઇને આવશું કરશું દુઃખની હાણ ૨
તમે કાયા તમે પ્રાણ છો, દોઇ આપ્યો આધાર
દોઢ રહો તમે અહી કણે પિતાના મેહેલ મઝાર. ૩
એક દોરે તે દિન ગ્યો, કુંવર થયો ઉદાસ
શીખ દેઇ નારી ભણી, આપી આગળ આશ ૪
નાપડી વેશ કરી ભલો, માગી શીખ વિનાસ
પંથ ધણો એ (પતો, ભરુઅચ્છે ઉવાસ ૫

## ઢાળ ૨ જી.

( આખ્યાનની ચાલ )

હવે ચંદ્રગુપ્ત તે ચિત્તે ચોપે આવે નગર મોઝાર
બજાર બોહોતેર તે તીકા હાટ શ્રેણી અધિકાર ૧
જોવે સુંદર મંદિર મોટા પોળ અને પ્રાકાર
ચોટા વળી તેમ ચોરાશી, વણિક કરે વ્યાપાર ૨
કામદત્ત ત્યાં (છે) વ્યવહારી, અધિપતિ પોત મે સાત,
સિંહલદ્વિપ ભણી તે ચાલે, ઉદધિ મારગ ખ્યાત ૩
નાના મોટા બાળક કેઇ, દરિદ્રભાવિત જેહ
ચાકર ન ર સમ નર કોઈ, બેસે પ્રવહણ તેહ. ૪
ઉદર કારણ અતિશય લઘે સુધા મારગ ચોર,
ધર્મહીણ જે પ્રાણી જાણી, જલધિએ જાવે જોર ૫
સેવક કે કે સાહિબ નામે, પેટ પાપી જે ન્હાવે
જેને ગણિયે અશુચિ ખગ મોટા, તેને શિશ નમાવે ૬

માતપિતાને બંધન નેટે, સ ગાડી ધન મોહ,
નભજગ મારી જે જપાવે, એહ અદતનો દ્રોહ ૭
મરણ ભણી જે હાથે હિયડ, ધગ વગ તેમ તુજત
માગે રાખડી બાળક તરૂણી, નયણે નીર ઝરત ૮
કામદત્તની પાસે પહોતો વિનયનુ શિશ નમાવો
કહે કામદત્ત બાંધન ટ્યાથી એહનડો અરી આવ્યો ૯
ગણે સેનક છે ર તેનો, માસનો દામ ન માગુ,
પેટ ભરૂ ને સેવા ગલી તમ ચરણે લાગુ ૧૦
અગ ચાકરી નાડુ નિશદિન શે ને કહેણે ચાલીશ
એમ જાણીને મજને રાખો બોલ્યુ વચન પાળીશ ૧૧
રાખ્યા કુવર પેટને કાજે, ઓળગ કાયા સાર
ગભ વગ્ને તે મ રત મોટે, વાંણ મીધા યા વાર ૧૨
સિંહલદ્વીપ ભણીય હકાર્યો, મરત યુ વહિયા જાય,
જળનો પથ કાપે તે ઘણેરો, વાસો જળનિધિ થાય ૧૩.
રેણી અંધારી શેઠને ચરણે, વિનયે શ્રમને ટાળે
નિદ્રા પામ્યા પોતના જન તે, અચરજ એક નિહાળે ૧૪.
પૂરવ ભવના બે સુર મિત્રે, દીઠો કુંવર વહાણે
ગરુડ રૂપ કરી ધન ગાજે, બોલે તુ કાઠ જાણે ૧૫
કુવર વિમાગે કથને ભાસે, અથવા મુજને આખે
બોલ્યો રખે છાનો રહેતો, મનની મનમા રાખે ૧૬
જાગે સિહરથજ ! સ્વામી જાગુ, કેમી નરો મુજ વાણી
ઉત્તમ વેળા ઉત્તમ જગમા, પામે પુણ્યવત પ્રાણી ૧૭
અમૃત સિદ્ધિ યોગ તે રૂડો જો અગના સગત હોય
કામિની કુખે રત્ન મનોહર, પ્રસવે એવો કોય ૧૮
જન્મથકી સુણો અત લગી તે, સવાલાખ દિનાર
સૂર્ય અર્ક કુણુ દે સુખથી, રૂપ અનોપમ સાર ૧૯
લક્ષણ લક્ષિત બત્રીશ અગે, ભાગતણો અધિકાર
એવો યોગ છે એણી વેળા, લક્ષ્મી લહે જયકાર ૨૦
ગર્ભતણા તે પુણ્યથી જાણો, ગન્ય પામે નર મોગ

હું કહું તુજને,બહુલ સનેહે, વચન ન માનજે ખોટો. ૨૧.
નિઃશ્વાસ મૂકે તેણે ત્યાંહે, શીલવતીને સંભારે;
પાણિ ગ્રહીને મેં પરહરી છે, હું તસ દુઃખનો કારે. ૨૨.
અમર કહે એમ ગરુડને રૂપે, આશા સહી તુજ પૂરૂં;
નેમવિજય કહે ઢાળ એ બીજી, દોહગ દારિદ્ર દુઃખ ચૂરૂં. ૨૩.

## દોહરા.

નિસાસો કરે શા ભણી, પૂરૂં મનની હામ;
વિરહિણી જે વામાંગના, મૂકું તેને ધામ. ૧.
હરખ્યો મન આતુર થયો, કાયા વાધ્યો કામ:
કહે સ્વામી મુજ મૂકજો, શીલવતીને ઠામ. ૨.
કુંવરને લઇ પાંખમાં, ચાલ્યો ગરુડ ગગન;
જલધિ લંઘી નગર નિજ, શીલવતીશુ ભવન. ૩.
શીલવતી જે સુંદરી, વિરહે કરે વિલાપ;
એ એ પૂરવ મેં કરયાં, મોટાં દુષ્કર પાપ. ૪.
જેહ સુણી વિરહીતણાં, હૈડાં ધ્રુમે ઘોર;
નયણાં આંસુ નીસરે, જે હોય કઠિણ કઠોર. ૫.

## ઢાળ ૩ જી.

( સુણ્ય સુણ્ય કંતા રે શીખ સોહામણી—એ દેશી )

વીહમેં વાહલા રે અવગુણ કો લહી,
નારી અબળા રે, બળ યહાં કો નહિ:
એમ ન ઘટે રે એ ન નેહલો,
કાયર ન થઇયે રે, કીજે પેહલો. વીહમેં૦ ૧.
તુજ વિણુ નારીની રે, શુદ્ધ કહો કોણ લિયે,
હેજે હૈડાને રે, મનની કોણ દિયે;
પ્રેમની જાળે રે, પ્રીતમ પરઠવી,
એહ અકારજ રે, કરણી અભિનવી. વીહમેં૦ ૨.
જાળમાં ઘાલ્યો રે, મીન ભણી જેહને,
કોણ સખાઇ રે, પ્રીતમ તેહને;

દુષ્કર સેહેવા રે, સાસુ બોલડા,
ખમ્યા ન ખમાય રે, ખંતશુ પરગડા. વીહમેં૰ ૩.
ચોરી બાંધી રે, તે મુજને વરી,
પચકેરી સાખે રે, હવે કેમ પરહરી ?
હરણી વિછુટી રે, મૃગતણા યુથથી,
કો પેગ તેને રે, આતુર એકથી. વીહમેં૰ ૪.
મૂર્છા પાવે રે, સખી તસ જાગવે,
હાય હાય કથા રે, કહીને વિનવે.
કેશને ત્રોડે રે, મોડે અંગુલી,
આળસ કરતી રે, રડતી આકુલી. વીહસેં૰ ૫.
પડે વળી ધરણી રે, દેહ આફળે,
હૃદયને ચુથે રે, અતિ ઘણું ટળવળે,
ધિઃક ધિઃક નારી રે, એ અવતારડો,
વિરહી વિજોગી રે, રોકી દુઃખવડો. વીહમેં૰ ૬.
કેને ભાખુ રે, આખુ દુઃખ ઈસો,
કો નવ સૂઝે રે, વહિયે મન નિમો,
નેહ વિણુ નાથે રે, ભલુ મુજ છેતરી,
અવગુણે કીધી રે, પરઘર કિંકરી વીહમેં૰ ૭.
નર હોય જગમાં રે, ધુરત ઠગ ભલા,
પહોચે સાતમી રે, ઠામે નિરમળા;
હું અપરાધી રે, શી હુતી તાહરી,
આશા ત્રોડી રે, ટાણે માહરી. વીહસેં૰ ૮.
નેહ નિસ્નેહી રે, કેણીપેરે નિરવહે,
ઓછા છિલર રે, જળ કયમ બહુ રહે,
ફાટે ત્રાટે રે, પાળી સહી જેહની,
હીણા આણી રે. ગત એહ તેહની. વીહસેં૰ ૯
અવગુણ ગુણને રે, ઉત્તમ લેખવે,
દુર્જન કથને રે, દિલ નવ મેળવે;
નારીને રોષે રે, ચિત ઘણું ચિનવે,

છાડી નાંલા રે, અન્ય હિત કેગે વીહમેં૦ ૧૦
છગ બહુ જોયે રે, ક્ષણ નવ પાતરે,
અવગુણ રાખે રે, ભાખે આતરે,
વિન્હી દેહી રે, મન દાઝે ઘણું,
અન્ય જન દેખી રે, દિલ ધરે આપણું વીહમેં૦ ૧૧
રીત ન જાણે રે, પર જેહ લોકની,
તેણે સ્થિર સ્થાપી રે, મનસા પાપની,
રજની ન આવે રે, નાહલા નિંદડી,
અધવચ છાડી રે, પ્રીતમ પ્રીતડી વીહમેં૦ ૧૨.
કરનો મેળો રે, કીધો પહેલડો,
'અગનો મેળો રે, નવ રહ્યો ઢુકડો,
વચનને મેલે રે, વચન બોલ્યો નહિ,
વિણ કહ્યે વહિયો રે,ન કહે ગયો કો કહી. વીહમેં૦ ૧૩
એમ બહુ બોલે રે, વનિતા વલવલે,
કુંવરની આંખે રે, જળધારા ચલે
ક્ષણ ક્ષણ પામે રે, મૂર્ચ્છાગત અગના,
ભૂમિ પડતી રે, એમ નિજ પિયુ વિના વીહમેં૦ ૧૪
ત્રીજા ખંડની રે, ઢાળ નીજી સમી,
નેમે ભાખી રે, ધન્યાશ્રીએ સક્રમી
જો જો કરણી રે, એ સહી કર્મની,
આગળ સુણજો રે, વાત છે મર્મની વીહમેં૦ ૧૫

## દાહરા.

કુંવર કહે ભિત્યતરે, ખોલે બાર ઉઘાડ,
સાભળિયુ નહિ વિલપતા, ફેરી કહિયુ નાડ ૧
કહે રાણી તું કોણ છે, એણી વેળા આ ઠામ
જો જાણે મુજ સાસરો, તો ટાળે તુજ નામ ૨
હું પિયુ છુ તાહરો, ચંદ્રગુપ્ત સુત ખ્યાત,
તે ચાલ્યો પરદેશડે, રીસનગે કરી ઘાત ૩

તે આવ્યો પરદેશથી, તુજને મળવા કાજ,
પુણ્ય હીણી નાણી આપણો, ઓળખ્યો પતિરાજ ૪.
ગામી ઉઘાડ્યું દ્વારને, દીઠો નિજ ભરતાર
પલંગ થકી પડી થઇ, પામી દુઃખ અપાર ૫
અવગે મખ ગિળી નરી [illegible]ની [illegible] ઓટ
વિરહ વ્યથા વામી પડી પામી મન્મથ પોટ ૬
નાગી સ દૂરે ગઇ, મેલ્યા આપ પલંગ
[illegible] અનીને તે મમની, ગમારી ઉત્સંગ ૭

## ઢાળ ૪ થી.

( નાસમના તેરી—એ દેશી )

અપરાધી નારી હું તોરો, મહા ખમજે અવગુણ મોરો રે, સુંદરી સનેહી
તું સોભાગણ નારી સલુણી, તું તો ગુણવંતથી ગુણ દૂણી રે સુંદરી૦ ૧
તું દયાવંત દયાળી બાળી, મેં તો પૂરવ પુણ્યથી ભાળી રે સુંદરી૦
તું ચિન્તારેની મન ગુણખાણી લક્ષણા તુજ લક્ષણી વાણી રે સુંદરી૦ ૨
શશિવદની તું નિજ પુણ્યવતી, સહી દોષ થકી દૂરે હતી રે સુંદરી૦
મેં અપરાધ કર્યો જે મોટો, તે તે ખમવા વિન નવ કર્યો ખોટો રે સુંદરી૦ ૩.
તું મુજ પ્રાણજીવનથી પ્યારી, હવે દિલ નવ રાખું ન્યારી રે, સુંદરી૦
અવગુણ કીધા આપ ખમાવું, તુજ લળી લળી શિશ નમાવું રે સુંદરી૦ ૪
હું તુજ યોગ છું આ ભવફેરો, તે તો રાખ્યો પ્રીતિનો દોરો રે, સુંદરી૦
સતી શિરોમણિ મેં તું પામી, દર્શને ગયા દુઃખ વામી રે સુંદરી૦ ૫
હું તુજ નામતણી બલિહારી, તુજને અહોનિશ ચિતડે ધ્યાઉં રે સુંદરી૦
કાયા હંસ જીવન સમાણી, મુજ મન ઘટમે તું આણી રે સુંદરી૦ ૬
અન્ય જે ધર્મ ધર્યો તે વારૂ સદા પામિયો હું પુણ્ય સારૂ રે સુંદરી૦
કરુણા કરીને રીસ તજી જે, જેમ હૈયડે રંગ રમી જે રે સુંદરી૦ ૭
મેં તો કીધો ઘાત વિશ્વાસ, જેહ મૂકી કરથી નિરાશ રે, સુંદરી૦
મેં તુજ આંરી મનડે મોટે, તું મન જાણે જે દિન ખોટે રે સુંદરી૦ ૮
નિસુણી એમ નારી જે પ્યારી, એમ મ્હેં તવ વાત વિચારી રે
વા'લા સુણો વાર
તું પ્રભુ રાગિને હું છું ચંદ્રિમ, તું છો રત્ન ને હું છું મુદ્રિમ રે વા'લા૦ ૯

હું પ્રભુ ચરણતણી રખવાળી, સાચી માચી રહું મતવાળી રે; વા'લા૦
તું સાહેબ ને હું તમ દાસી, રહી વળગી નવ કરું હાસી રે. વા'લા૦ ૧૦.
કહે રાણી મુખ હસીને વાણી, જેહ આગમ પ્રીતમ જાણી રે; વા'લા૦
હું નાહી નાયજી ઋતુસ્નાને, તું ચાહે સંગ પિયુ માને રે વા'લા૦ ૧૧.
યોગ્ય નહિ છે જોગ એ કરતાં, રહિયે છે જનથકી ડરતાં રે; વા'લા૦
પ્રગટ થઇને આવજો પિયુડા, તવ મન સુખ વહેશું જીવડા રે. વા'લા૦ ૧૨.
ગર્ભ રહે જો કોઈ કરમે, તે તો ભોગવિયે બહુ ભરમે રે; વા'લા૦
તું તો કરીને પૂછડ વાંકો, જાંઓ કામ પરોય મુખ ઢાંકો રે. વા'લા૦ ૧૩.
લોક ઓળંભા પગ પગ સહિયે, બહુ સમજુને તે શું કહિયે રે; વા'લા૦
જો મનમાં હુતો મળવાનો, તો કયમ આવ્યો પ્રભુ છાનો રે. વા'લા૦ ૧૪.
કુંવર કહેછે અવસર રૂડો, એણી વાતમાં નહિ કૂડો રે; સુંદરી૦
લક્ષણ બત્રીસસો નિત નંદ, એણી વેળાએ પામો આનંદ રે. સુંદરી૦ ૧૫.
જન્મથકી અતિ પણ તેવો, રૂપે કરી હરિ જેવો રે; સુંદરી૦
આંગળાં ધાર્યાં મુખમાં દીસે, કરી રત્ન સુંદરી ચિત્ત હીસે રે. સુંદરી૦ ૧૬.
તેણે માટે માનો તમે કહિયો, અર્થ દેવથકી મેં લહિયો રે; સુંદરી૦
પ્રાણપિયુ સુણો એવી વાતે, તસ વાર ન થાય ઘર જાતે રે. વા'લા૦ ૧૭.
કેવો પ્રતિઉત્તર દેઉં સાસુ, તે તો કાટે પ્રાણ જે આ શું રે; વા'લા૦
સહી નાણી દિયો કોઇ સુજને, જો હોવે કાંઇ દિલ તુજને રે. વા'લા૦ ૧૮
મુદ્રિકા દીધી કરની લેઇ, મન મળિયાં માંહોમાંહે લેઇ રે; વા'લા૦
પણ ઇંદ્રિના રસ ઘણું સારા, દોઇ ભોગવતાં મનોહારા રે. વા'લા૦ ૧૯.
નેમવિજય તે રંગ શું મળિયા, વિરહ વ્યથા દુઃખ ટળિયા રે; વા'લા૦
યામનીચર ને ગરુડ તે છયલે, મૂકયો પ્રવહણ લેઈ પહેલે રે વા'લા૦ ૨૦

## દોહરા.

સુતો જાગ્યો કુંવર તે, તેહજ જુંગ મોઝાર
વિહંગ નજરે નાંવિયું, દેવતણો પ્રતિકાર. ૧.
સિંહલદ્વીપ ભણી હવે, પવને કર્યો પ્રચાર;
વેગે પહોચ્યાં જુંગ તે, રત્નપુર વર સાર. ૨.
રત્નસેન તસ ભૂપતિ, રત્નમંજરી તસ નાર;
રત્નવતી તેની સુતા, યૌવન કરે ઝંકાર. ૩.

વેચ્યાં બહુ કિરિયાણુને, હુઓ લાભ અનંત;
જુગલ મોતી અતિ ભલા, મનોહર જેની કંત ૪.
નિરખ્યા તેણે ભૂપતિ, ખુશી થયો મનમાંહ,
મૂલ કહો તમે એહનું, અહિયે જ્યમ ઉચ્છાહ. ૫.
એ અવસર રાજા તણી, પુત્રી ગુનવતી જેહ,
મહિર ગોખે ભવપતિ, બેઠી નિરખી તેહ. ૬.
કુવરી કુવર દષ્ટિ બે, એક થઇ તે વાર,
ચિત્રામણ જ્યમ પૂતળી, હોય ત્યાં એકે તાર. ૭.

## ઢાળ ૫ મી.

( આદા રે આદરાંજે હો, હા ન માર ગુરિયા કરાયો—એ દેશી )

કામદત્ત જપે હો, ગજેંદ્ર મોરો વચન ન કાચો,
કાચા રે વાત કાચા ચિત્ત માને અહો રાજ,
કહું તે સુણજો હો ગજેંદ્ર મોરો વચન જે સાચો,
સાચો જો ઇણહીજ ગયો હો. અહો ગજ૦ ૧.
ગજેંદ્ર માનો હો, મહીપતિ મોરો વચન જે સાચો,
મુક્તાફલની જોડી હો, રાજેંદ્ર મોરો વચન જે સાચો,
જાણો એક વાર, હિયડવે ધાર, ને પુણ્યને સારં,
અહોલાલ અહોરાજ ગજેંદ્ર માનો હો.
અગમ્ય અરૂપી હો, ગજેંદ્ર મોરો વચન ન કાચો,
દેવના ધાર દેવના સાર, ને સહી હિતકાર. અહો ગજ૦ ૨.
સવાલાખનું, રાજેંદ્ર એનું મૂલ કહિયે હો,
ઓછો ન કહિયે ને પૂરો સહી લહિયે, અહોરાજ;
નર એહ માદા હો, ઓળગ એની કેતી કહિયે,
ગુણ બહુ સહિયે, જે હોય નીવહિયે અહો રાજ૦ ૩.
કુંવર સુણી હો, એવું ત્યહાં શીશ ધુણાવે,
મુખ ચમકાવે ને નેણ ચલાવે, અહો લાલ,
કહી ન શકિયે હો, કુવરને તે નૃપ બોલાવે,
નયન ડોલાવે ને કાંઇ સુણાવે. અહો રાજ૦ ૪.

ઇલાપતિ નેહા હો, રાજેંદ્ર મારા કુંવરને બોલે,
બેહુ ચખ ડોલે ને અંતર ખોલે. અહો રાજ;
તુજ સંગે કેવો હો, ઠાકુર મારા ચિત્તને જે ચોળે,
ચિત્તને જે ચોળે ને મોતીને તોળે. અહો રાજ૦ ૫.

હશી તસ ભાખે હો, રાજેંદ્ર મારા ઇભ્ય ન સુહારી,
કહિયું ન જાશે ને મન દુઃખ થાશે, અહો લાલ;
મનમાંહી તમને હો, મહીપતિ મારા અચરજ આશે,
અચરજ આશે ને શેઠ દુહવાશે. અહો રાજ૦ ૬.

મુક્તાફળ એ એકે હો, રાજેંદ્ર મારા દાદુરી છે નાની,
વાત નહિ છાની ને એહ પુરાની, અહો લાલ;
ઓળખી અનુમાને હો, લાલન મારા શાસ્ત્રના જ્ઞાની,
શાસ્ત્રના જ્ઞાનીને વાત કહાણી. અહો રાજ૦ ૭.

સાંભળી નૃપ ત્યારે હો, લાલન મારાં અચરજ પાવે,
મન સ્થિર થાવે ને કાન જગાવે, અહો લાલ;
દોયન મોતીકિરૂં હો, લાલન મારા મૂલ દેવાવે,
એક દૂરવાવે ને પરીક્ષા કરાવે. અહો રાજ૦ ૮.

કુંવરને કહિયે હો, લાલન મારાં મોતીને છેદાવે,
અચરજ લાવે ને ખંડ કરાવે, અહો લાલ;
દાદુરી નૃપ દેખી હો, લાલન મારા મનને હસાવે,
મતિ તસ ભાવે ને અતિ સુખ પાવે. અહો રાજ૦ ૯.

દેખી દેખી એવી હો, રાજેંદ્ર મારા કુંવરની બુદ્ધ,
અતિ ઘણી શુદ્ધને નાત મતિવૃદ્ધ, અહો લાલ;
ભાગ્યવંત રૂડા હો, લાલન મારા અગમ્ય એ કીધી,
લહેશે ઋદ્ધિ ને સકળ સમૃદ્ધિ. અહો રાજ૦ ૧૦.

ત્રીજે જડે પાંચમી હો,લાલન મારાં મોતિયાં વેચાયાં,
બે એ મૂલ પાયાં, ને સહુ હરખાયાં, અહો લાલ;
નેમવિજય નેહે હો, લાલન મારાં ઘણુંએ મોહાયાં,
અચરજ ભાયાં ને કાજ સરાયાં. અહો રાજ૦ ૧૧.

દોહરા.

મન હરખ્યુ મહીપતિતણું, પુરૂષોત્તમ જગ એહ,
એહથકો અદકો નહિ પુણ્યવંતમાં રેહ ૧
ગેહ પ્રતિ રાજા કહે, કોણ પુરૂષ જગમાર,
દ્રવ્ય કહે મુખ માહીને, એ છે અમ્મ સુઆર ૨
નરપતિ તવ બોલ્યો નહિ, કુંવરી કહે જઇ માય,
મેં વરિયો પરણીશ હવે, જેમ આવે દિન દાય ૩.

ઢાળ ૬ ઠ્ઠી.

( જોધપુર તના હો લાલને ઉદયપુરી—એ દેશી )

નારી નેણ નિહાળ હો કે, ચિતમાં ચિંતવે કંવણ એ કામકુમાર,
જગતીજન ભાળવવા હો કે, આ યા અભિનવો, નવલો ગતિ ભરતાર. ૧
સહજ સલુણી હો કે, સુંદરી વિનવે, બાળા બે કર જોડ,
હિયડું વેધ્યુ હો કે, મનમથ કરી નવે, ઉમાહો મન કોડ સં૦ ૨
રોઠ ભણી રાજા હો કે, પૂછે વળી વળી, કહો છો એની જાત,
નિટલ વાણિજ્ય નૃપને હો કે, બોલ્યો મન રળી, શી પૃછો પ્રભુખ્યાત ? સં૦ ૩
ટાળે અંગ શ્રમને હો કે, રાખ્યો આકરી, સમજી ગ્યો મન માહ્ય;
ગજકુંવરી બહુ રીજે હો કે, રૂપ અપછરી, માત બોલાવે ઉસાહ સં૦ ૪.
પોતે દ્રવ્યની સાથે હો કે, આવ્યો નર ભલો, તે મુજને પરણાવ
બીજો વર વરવા હો કે, નીમ છે માહરે, દ્રણુ તે બહુ ભાવ સં૦ ૫
જાતિ મત પૂછો હો કે, મારૂ કહ્યુ કરે, એશે ભવ એ ભરતાર,
ગુણવંત જોઇ બીજો હો કે, નહિ છે જગત ભરે, એ આતમનો આધાર સં૦ ૬
રાણી નૃપને જણાવે હો કે, અતિશે ઉતાવળી, મહીપતિ ચિંતે એમ,
પથ તેહ બોલાવે હો કે, પૂછે વાસ કુવી, ધરીને મન બહુ પ્રેમ સં૦ ૭
ભાખી તેણે સઘળી હો કે, ઉત્પત મૂળ થકી, વસુપતિ હરખ ધરંત,
વ્યાહો સુકલિની હો કે, કહ્યુ એમ વકી, દ્દનાપતિ ગુણવંત સં૦ ૮
બગકી ભૂપ જપે હો કે, વિમાસી બોલિયે, અપજશ એણી વાત,
આતુરતાએ બકુવી હો કે, હિયડું ખોલિયે, દિજે જોઇ સાત સં૦ ૯
સ્થાનકને કુળ વારૂ હો કે, લક્ષ્મી ગેહે વળી, રૂપ પણ પૂરો જેહ

ભાગ્યવત રૂપાળો હો કે, દાતા તેહ ભણી, નિરખો સાતે એહ સ૦ ૧૦.
પરદેશી નવ નિરખ્યો હો કે, કહો કેમ દીજીએ, જશ પામવા પચ,
અવિચાર્યું અનિષ્ટ હો કે, કશુ ન કીજીએ, સાજન કેરે સચ સ૦ ૧૧.
નરપતિ નર બોલી હો કે, જાણ્યો સાહસી, પ્રાણે રાજકુમાર,
પરણાવે તે પ્રેમ હો કે, રૂપે ઉરવશી, મહોત્સવ નગર મોઝાર. સ૦ ૧૨.
દીધી પુણ્યે જોડી હો કે, દૈવે કર કરી, હરખ્યા પુરજન લોક,
કોઈ વરણે વખાણે હો કે, રામા સુખ ધરી, પુણ્યે સંપદ થોક સ૦ ૧૩.
છઠ્ઠી ઢાળ ત્રીજે હો કે, ખંડે નહી ભલી, નેમવિજય સુખદાય,
ભાવે ભવિ સુણજો હો કે, મતિ કરી નિર્મળી, આગે જે હવે થાય સ૦ ૧૪.

## દોહરા.

ચંદ્રવદની મૃગલોચની, ગજગમની પિકવેણુ
રૂપે અભિનવ અપ્સરી, કુવરે નિરખી નેણુ ૧.
પદ્મિની મોડી પ્રેમશુ, દીધા નૃપ પરિવાર,
મણિ માણિક સુવર્ણતણા, ભૂષણુ અશ્વ અપાર ૨
સાત વાહણુ નૃપ સોંપિયા, ભરી ભરી પૂરણુ કીધ,
પૂરવ પુણ્યતણે ઉદય, સકળ મનોરથ સિદ્ધ ૩.

## ઢાળ ૭ મી.

( નખણુ દોહનો હો રાજ—એ દેશી )

સુંદર શાતા હો રાજ, મનશુ માતા રાજ,
દોઇ ગુણુ ગાતા હો, ગોઇ સુખડા મોહતા
ભોગવે ભોગા હો રાજ, દુઃખ સંજોગા રાજ,
ગયા દુઃખ શોગા રે, મન ભણી મોહતા ૧
કામદત્ત ચિંતે હો રાજ, નિજ મન ખંતે રાજ,
આતમ તંતે રે, એમ દેખી કુમારને,
સુખ એહ પામ્યો હો રાજ, દુઃખ સર્વ વામ્યો રાજ,
જન શિર નામ્યો રે, બહુ ધર્મ ધારીને ૨.
નભ સમાણી હો રાજ, કિમરી આણી રાજ,
અપમગ માણી ર, નારી જેણે પરગડી,

ધન બહુ ધારી હો રાજ, ગય મતિહારી રાજ,
શું એ વિચારી રે, દીધી કેમ એવડી. ૩.
દુર્જન દોષી હો રાજ, પાપના પોષી રાજ,
ધરમના ગોપી રે, હોય એમ અકારણે,
અવગુણ આગે હો રાજ, પાપ ન લાગે રાજ,
પ્રીતને ત્યાગે રે, દ્વેષી ગુણને હારણે ૪.
પર સુખ દેખી હો રાજ, હોય પરદ્વેષી રાજ,
છળના દ્વેષી રે, પાપી રોષ ધરે ઘણો,
મનુષ્ય મ જાણો હો રાજ, મતિ કો વખાણો રાજ,
સહી મન ટાણો રે, પાપે પિંડ ભરે ઘણો ૫.
એક દિન વારૂ હો રાજ, દુરમતિ કારૂ રાજ.
દુરગતિ ગારૂ રે, વાત કહી વાણીએ,
સુણો ભૂપ જમાઇ હો રાજ, મોટી વડાઇ રાજ,
શુકન ભણાઈ રે, આપે હવે ચાલીએ. ૬.
માગો તમે આણા હો રાજ, ભૂપતિ પરાણા રાજ,
અમીય સમાણા રે, બહુ પ્રેમ ધરી કરી,
ચંદ્રગુપ્ત વેગે હો રાજ, મનને રંગે રાજ,
ઇભ્યને સંગે રે, વારૂ ગેહ આણા ધરી ૭.
પ્રાણપ્રિયા વે'લી હો રાજ, મહેલને મે'લી રાજ,
લેઇ આજ્ઞા વે'લી રે થાઓ તમે આપણુ,
શાખડી લીજે હો રાજ, કામ એ કીજે રાજ,
વે'લા થઇજે રે, આપે હવે ચાલશું. ૮.
રત્નવતી વેગે હો રાજ, કાતને સંગે રાજ,
નિજ મન રંગે રે, બોલે નિજ તાતને,
આપો મુજ આજ્ઞા હો રાજ, કરશું પ્રયાણા રાજ,
વચન સુજાણા રે, પુત્રી કહે માતને. ૯.
રતિશું રામા હો રાજ, પ્રીતમ કામા રાજ,
ઉતાવળ આમા રે, માતા કો'ને જાયને,

ઘર અભિલાખી હો રાજ, પિયુડે ભાખી રાજ,
મુખે એમ ભાખી રે, જઇ હું મળું માયને. ૧૦

વચન તેહણે હો રાજ, દીધું જેને રાજ,
અનોપમ એને રે, લેઇ સાત સોહામણાં;
હયગજ વારૂ હો રાજ, પુણ્યને સારૂં રાજ,
નૃપબળ સારૂં રે, આપ્યાં તેહને ઘણાં. ૧૧.

દાસ વળી દાસી હો રાજ, જેહ વિશ્વાસી રાજ,
જેહ વિલાસી રે, આપી વારૂ વારાંગના;
પ્રવહણ બેઠાં હો રાજ, લેઇ સુખ મીઠાં રાજ,
વ્યવહારી દીઠાં રે, દ્રુષ નાથને અંગના. ૧૨.

સાજન પોતે હો રાજ, ચખ જળ હોતે રાજ,
મુખ કંજ જોતે રે, પાછા વેળાવી વળ્યા;
જુંતા તે હાલ્યાં હો રાજ, પવને માલ્યાં ગજ,
ન રહે ઝાલ્યાં રે, વાર વેગે જે ભલ્યાં. ૧૩.

ઉદધિ માંહે હો રાજ, બહુલ ઉત્સાહે રાજ,
મનોજવ પ્રાયે રે, જાયે ખ્યાલ વિલોકતાં;
કલ્લોલ જળ લોળે હો રાજ, પવન ઝકઝોળે રાજ,
બહુ જળ ટોળે રે, વહેતે અશોકતા. ૧૪.

સાતમી ઢાળે હો રાજ, ખંડ એ ભાળે રાજ,
ત્રીજાની રસાળે રે, રૂડી નેમવિજે કહી;
સહુ તમે સુણજો હો રાજ, ધરમને ધુણજો રાજ,
ભાવે ભણજો રે, હોવે ખ્યાતિ ઇહાં સહી. ૧૫.

દોહરા.

ઉત્તમ બોલ ચૂકે નહિ, જો હોવે શતખંડ;
શેઠ ભક્તિ તવ સાંભરી, વેતો વાણુ અખંડ. ૧.
નારીને કહે નેહશું, હું જાઉં દામ્ય પાસ;
સેવા સારૂ તેહની, જ્યમ પોહોચે મન આશ. ૨.

રત્નવતી ગાવે તદા, કન્જે પ્રભાતે ગેવ,
રાત્રિએ જુગતુ નહિ, કહિયે છે તમ એવ. ૩.
એણે જુગથી નિસરી, બીજે જાવુ જેહ
નિશા અંધારી ઉદધિજળ, વાચ્છો કુશળ તેહ ૪
ઉઠ્યો આળસ છડીને, જના ગે સમીપ,
ઊભા સામી તત થઇ, અણુમમન્ત્યારો દીપ. ૫
નારી કહે જના ન દઉ, અપશુકન વડ એહ
કુવરી વિનય કરે એહવો, ગાવે ગુણનો ગેહ ૬
મર ત્યા સુખ દુ ખ ઉપજે, ભાવિ ન મટે કોય
મરજ્યુ હોય તે પ્રતિ, વારક જગમા ન હોય ૭

## ઢાળ ૮ મી.

( નરાવર હાડાની—એ દેશી

કામન્ત મના ચાગ રે, બેનો ત્યાહા માને,
અચરજ હવે હોય, ભાવિત ન લહે એને,
તે સુણજો મન લાયે,
વાત વિચારી રે, વગ્વી તેહની રે,
જે જે કર્મ વિકાર રે, બેના ત્યાહા મોહ૦
નારી હતી ર, બુદ્ધિ જે જેહની રે ૧
જેના એક હુતો એહ રે બેના ત્યાહા મો૦
પરણો ગીખી રે, નીકટ વાગગના રે,
દેખી મન ચળે ચિત્ત રે, બેના ત્યાહા મોહ૦
કામી પુરૂષોને રે, વા'લી કામની રે ૨
જાતિકુળ નહિ ભાસ રે, બેના ત્યાહા મોહ૦
પેટભરા થઇ રે, આ નો આપણો રે,
ન ઘટે રાજકુમારી રે, બેના ત્યાહા મોહ૦
અંધા હાથે રે, રત્નનો આગણો રે ૩
મારી એહ કુમાર રે, બેના ત્યાહા મોહ૦
આરે ગતે રે, તે જય ઇહાનડો રે

કનકને ધરિયે છે જેહ રે, મ૦ ત્યાહા મોહે૦
એસવી નાખજ્યે રે, લેઇ તે ક્ષણે રે ૪
એમ ચિંતવીને તામ રે, બેઠા ત્યાહા મોહ૦
અહીએ ગોરી રે, મનમથ સુંદરી રે,
મીવી ગુણતણી ગેહ રે, બે૦ ત્યાહા મોહે૦
જાણું દીપ રે, નગર પુરંદરી રે ૫
મિત્ર કહે સુણો રો૦ રે, બેઠા ત્યાહા મોહ૦
સૂતા આવ્યો રે, કુંવર ઉતાવલો રે,
કનકને પગથકી ઠેલ રે બેઠા ત્યાહા મોહે૦
કુંવરતણો રે, મન અહી ભલો રે ૬
પડિયો ઉધિ ઉત્તંગ રે, બે૦ ત્યાહા મોહ૦
મુખ માહે રે, નવ પદ બોલતો રે,
શીલવતીતણું ધ્યાન રે, બેઠા ત્યાહા મોહે૦
મનમા વારૂ રે, શ્યામા ધ્યાવતો રે ૭
નિસુણી આકરી વાણ રે, બે૦ ત્યાહા મોહ૦
નહિયો નારી રે, બોલ જે આકરો રે
આકળી જોવે ત્યાહા આય રે, બે૦ ત્યાહા મોહે૦
તેણે પેખ્યો રે, પ્રીતમ તે ખરો રે ૮
છાતી દુખથી ફાટંત રે, ચિંતે ત્યાહા બાળા,
કીધા જેહ આલા, વરસા જેમ આના
એહ કરમના ચાળા
પામ આગળી રે, પ્રાહે પાકુંઆ ,
તો કહે કહ્ હવે કેમ રે, ચિંતે ત્યાહા બાળા૦
ખાતા મીઠા રે, કિંપાક લાકુંઆ રે ૯
આહા પ્રાણાધાર રે, ચિંતે ત્યાહા બાળા૦
વિનપે વામા રે, અહી તહી આકુલી રે
વચુ કહે તુ નાહ રે, ચિંતે ત્યાહા બાળા૦
પહોતો નાંનાગે, મનિ-ગીવ્યાકુળી રે ૧૦

પિયરિયાં તણો વાસ રે, ચિંતે ત્યાંહાં બાળા૦
દૂર રહિયો રે, કહિયું નાવને રે;
જાણું ન સાસરૂં કેથ રે, ચિંતે ત્યાંહાં બાળા૦
શીલ જે સાચું રે, રહેશે કેમ કને રે. ૧૧.
નયણે નીર પ્રવાહ રે, ચિંતે ત્યાંહાં બાળા૦
માનું જો પેરે, જળધર ઉનલ્યો રે;
છૂટી પ્રબળ પ્રતાવ રે, ચિંતે ત્યાંહાં બાળા૦
કો નર ડાહ્યો રે, જવે જે અલ્યો રે. ૧૨.
પિયુ પિયુ કરીને પોકાર રે, ચિંતે ત્યાંહાં બાળા૦
અંગે પછાડે રે, ત્રોડે કેશ કો રે;
પામે મૂર્ચ્છા અપાર રે, ચિંતે ત્યાંહાં બાળા૦
ફાડે પરાણે રે, આપણા વેશને રે. ૧૩.
કીધાં કેડ કુકર્મ રે, ચિંતે ત્યાંહાં બાળા૦
દુર્મતિકારી રે, ઉદધિ આવિયો રે;
તો મરૂં હું એની કેડ રે, ચિંતે ત્યાંહાં બાળા૦
દિલ દુઃખ દેખી રે, ચિતડે ભાવિયો રે. ૧૪.
એવે શાસનદેવ રે, ચિંતે ત્યાંહાં બાળા૦
આવી ગગને રે, અતિશે ઉતાવળી રે;
ખડગ કર ગ્રહીને તેણે રે, ચિંતે ત્યાંહાં બાળા૦
કેમ થઇ રે, પુત્રી ઉતાવળી રે. ૧૫.
મળશે સહી તુજ કંત રે, ચિંતે ત્યાંહાં બાળા૦
અવધ કહું રે, તુજને વર્ષની રે;
ત્યાં લગી કરી જિન ધર્મ રે, ચિંતે ત્યાંહાં બાળા૦
ધરીને મન સારૂં રે, વારૂ હર્ષની રે. ૧૬.
પામી અતિ આનંદ રે, ગુણવંતી નારી,
અહો કામણગારી, શીલ સમારી;
હિયડે પામી રે, પ્રેમ જે અતિ ઘણો રે,
આઠમી નેમ કહે ઢાળ રે, ગુણવંતી નારી,
ત્રીજે ખંડે રે, ઢાળ એ સહુ સુણો રે. ૧૭.

## દોહરા.

પામ્યો કંથ પણ કામની, વાપ્યો વિરહો અંગ;
એક વાસર કયમ નિસરે, પીડે અંગ અનંગ. ૧.
દેવી વચને તે ગ્રહી, સ્થિરતા મન વચ કાય;
નવ પદ સાભાવે ભણે, સુખનો એહ ઉપાય. ૨.
એમ કરતાં વાહણ તિસેં, પવને કીધ આનંદ;
બીજે દિવસે શેઠજી, નારી ભણી સુખકંદ. ૩.
સુણ્ય નારી તુજને કહું, કોણ પુરૂપ જગ એહ;
જાત હીણુ ગુણ હીણુ તે, તોશુ રૂપની રેહ. ૪.
તું મુજ પ્રાણપ્રિયા સહી, પ્રમદા હવે તું થાય;
તુજથી અંતર કો નહિ, હોજે એ સુખદાય. ૫.

## ઢાળ ૯ મી.

( છેડો ના જી છેડો ના જી—એ દેશી. )

તું સસનેહી શ્યામા સારી, પ્રેમે ભરી પનોતી;
ગુણવંતી તું ગરવી ગોરી, લાવણ્યરૂપ સજોતી,
પ્રેમે કહેને, હરિ એવડું શાને કહાવે, નેહ ધરીને. ૧.
દુજી નારી પ્રેમ પિયારી, તારી તે સહુ દાસી;
તું મુજ પ્રાણપ્રિયા પરસ્યુંગી, અંગે સંગીત વાસી. પ્રેમે૦ ૨.
મેં તુજ પામી પૂરણ પુણ્યે, સાચી મોહનવેલ;
તોરે સંગે રંગે અભંગે, દુઃખને દેલો મેલ. પ્રેમે૦ ૩.
રાણી મનમાં ખોલને જાણી, વાણી જંપે એમ;
પાપી પ્રાણી સબલ વિનાણી, એવું ભાખે કેમ,
મનની કહોને, અલવે શાને બોલાવો એમ, કહોને. મનની૦ ૪.
પરદ્રોહીને મોહે મેલા, વલી તે ગતિ તેને;
નિપટ લાલચી નિપટ લોભી, નારી છે દિલ જેને. મનની૦ ૫.
તેં મુજ પતિને નાખ્યો ઉદધિ, ઉલટી બુદ્ધિ ઉપાવે;
એ કરમે મરમે નવ પાવે, લીલા રંગ સ્વભાવે. મનની૦ ૬.
હું મદમાતી છું ધણિયાતી, વાળ ન વાંકો થાયે;

મૂકીને છેહો એહ પછેહો, નીવેડો હવે થાયે. મનની૦ ૭
જે હોય પિયારી નારી નરને, સામુ પાપે ભગાયે,
છેહડો લાગે બીજાને માગે, આગે સુખ ન થાયે. મનની૦ ૮.
આપણી છાંડી ચાહે પરની, ગનો થઇ જે રાચે,
પાપનો સચો પૂરો મલે, દુખ મહિમા માચે. મનની૦ ૯.
પરની નારી સંગ બહુલો, દુર્ગતિમા દુખ વેદે,
પરમાધામી પાપી તેને, શસ્ત્રે કરીને છેદે મનની૦ ૧૦
તુ મુજ આયત હમણા આવી, જો કહ્યુ નવ માને,
તો ગતિ એ છે તારા પિયુની, કહીએ છે સહી તાને મનની૦ ૧૧.
એવી વાતે ખાપણુ તુજને, તુ મુજ બંધુ સમાન,
ક્રોધે ચડી તન પૂછે શ્રેષ્ઠિ, કામાતુર એક વાન મનની૦ ૧૨
નભમંડળ તવ છાયુ અભ્રે, દામનીના ઝમકારા,
ગુડહુગાજ કરે ઘનધારો, વરસા શબ્દ અપારા. મનની૦ ૧૩
તડિત શબ્દ બહુ તડતડે, ઘુણુ વાયુ ઘુમાન,
એવે ગત્રે જલધિ ઉલટ્યો, યમ રાત્રિ સમ જાણુ. મનની૦ ૧૪.
બાવનવીર ચોસઠ જોગણીઓ, સાથે વળી ક્ષેત્રપાળ,
આની ચક્રેશ્વરી એવે સાથે, ધર્મતણી રખવાળ. મનની૦ ૧૫
લેઇ અસિને દોડી રંભા, મારણુ શેઠને કાજ;
શરણે પેઠો સતીને જઇને, રહ્યો સહી તમ લાજ મનની૦ ૧૬.
રે રે પાપી તુજને ચકયો, સતીના પર પરભાવે,
દેઇ શીખામણ દેવી તેને, વહેલી થાનક જાવે મનની૦ ૧૭
વ્યવહારી તે બીતો વારુ ત્યહાં તે ન બતલાવે.
પ્રેમ ધર્યો તે પશ્ચિમ રીતે, આરતિ રૂદ્ર વિભાવે મનની૦ ૧૮
મન લાગ્યું જે માનવ માટે, મૂક્યુ તે ન મૂકાયે.
નેમવિજય કહે ઢાળ એ નવમી, સુણતા ભાવટ જાયે મનની૦ ૧૯

## દોહરા.

પ્રવહણુ પવને પૂરિયા, આવ્યાં ભરૂઅચ તીર,
કુશળ નાળ મૂકી ભલી, લઘી ઉદધિ નીર ૧.

રાજ કરે રાજા ભલો, સુખદાઇ શિશુપાળ,
કનકરમેના તસ ભારજા, પટરાણી સુકુમાલ ૨
ત્રિલોચના છે તેહને, બેટી ગુણની ગેહ,
કળા ચોસઠ ચતુરા ભરી, યૌવન વેષે જેહ ૩
આપો શેઠ વધામણી, લઇ આ યા મહુમેણ
નારી રંભા સારખી, નિરખી સહુએ નેણ ૪
ચમકયા કામી હિયડતે, ધમકયા ધરમી મન
એ એવી ગુણની ભરી, સુકલિની સુપ્રસન્ન ૫
ઇમ્ય કહે અમ અંગના, પરણી રાજનંદીય,
સહુ સુણી સુખ પામીઆ, ઉત્તમ એનો જીય. ૬
વાત વધી તે નગરમા, પરણ્યો રાજકુમાર
અહો અહો પુણ્ય એહનુ ન મળે આ સંસાર ૭

## ઢાળ ૧૦ મી.

( મોરા સ્વામિ હો, શ્રી શીતળનાથ કે—એ દેશી )

હવે વાહાણ હે, આવ્યા તેણે નેર કે, હુવા એ હરખ વધામણા,
તેણે મળી હે, ત્યહા કુશળની નાર કે, ધડડડડડ ગાજે સોહામણા ૧
જન જોવે હે, ઉભા નિજ ગેહકે, આનંદે વા'લા વાટડી
શેઠ કામદત્ત હે, આવ્યો સહુ જાણુ કે, ધનતણી લેઇ ગાડી. ૨
ભલા રત્નવતી હે, સજ્યા શણગાર કે, જિનવદન ભણી નીસરી,
જન દેખી હે, પદે એ કુણનાર કે, ભાખે ગેહની સુન્દરી ૩
હૈયા માટે હે, હુવા લોક હેરાન કે, એણી રૂપે કામની,
પુણ્યેથી હે, પામે એહ કે, વાણી સુણી તે લાજની ૪
ગીધી ચાલી હે, તેહજ દરબાર કે રાજા ચિત્તમા ચમક્યો,
જપે પુત્રી હે, નેહે બોલાવે ભૂપ કે, રૂપે કામ ગતિ હારિયો ૫
વરપે લેખના હે નિસુણો તમે તાત કે, વાત કહુ વારૂ પરે,
મુજ પતિને હે, નાખ્યો ઉદધિ માહે કે, જન વધતે પૂરણ ભરે. ૬
વળી કરવા હે, ચાહે નિજ નાર કે, અધમ પુરૂષ જગ એહ છે,
અભ ગાતણુ હે, બળ યહા નવ થાય કે, કહિયુ નહિ કે'શો પછે ૭

સાભળી ગગન હે, એમ વચન વિનાર કે, પહોચાડી નિજ મંદિરે,
તમે રહેજો હું ભેળી સુખ ઠામ કે, પ્રેમ ધરીને પેરે પેરે ૮.
ત્યહા કામદત્ત હે આવ્યા લેઇ ભેટ કે, રીશ નામે ભક્તિએ ભલે,
કોર કરીને હે, દર નરપતિ વેણ કે, ગે રે દુષ્ટ પાપે ચગે. ૯
દબજ કીધો હે, સદી વાહણ ગે કે નાખ્યો દઇને પાગરે,
ઘર લુશા હે મુઆ પરિવાર કે, ગખ્યા નહિ તસ અતરે ૧૦
ધાડ રત્નવતી હે, કરે જીન ધર્મ કે, મર્મ મિથ્યાતના ટાળી ડરી
નિયેચના હે, રત્નવતી હોય કે, નેહ વાધ્યો બહુ હીન ધરી ૧૧
નિત્ય કરતી હે, આબળ તપ સાર કે, આવશ્યક હોય ટકના,
નવ પદનો હે, જપતી જાપ કે, પાપ ટળે સર્વ અગના ૧૨
પિયુ સભારે હે, વીસરે નહિ નેહ કે, ધ્યાન ધરે જ્યમ યોગીશ્વરી,
બાપીયડો હે, જેમ મેહશુ તાન કે, રત્નવતી રહે દીલ ભરી ૧૩
દુ:ખ વારણ હે, કહે રાજકુમાર કે, દુખ ન આણીએ એહવુ,
તેણે સરજ્યુ હે, તુણુ મેટણ કે તેહ કે, શકારાભક્તિ જેહવુ. ૧૪
તે તહા બોલી હે, રત્નવતી સોય કે, વાલા દુ:ખ છે મોટકા
કેમ ખમીએ હે, ગમિયે કેમ રાત કે, વાત દરદ જે ખોટકા ૧૫
ખારો ખાટો હે, સર્વ તજીયો આહાર કે, ભૂમિશયન જે આદરી,
મન વચને હે, કાયા પ્રીતમ! રાખ કે, આ તમને એમ અનુસરી ૧૬
ઢાળ દશમી હે, ભાખુ શુભ વાણુ કે, નેમવિજય સુખ ગહગહી
તમે સુણજો હે, ભાવે ભવિક લોક કે, આગે વાત હોય તે લહી ૧૭

દોહરા.

અહનિશ જઇ વદન કરે, નગરે શ્રી જિનદેવ
પૂજન ભક્તિ બહુ ભાવના, બહુ પેરે સારે સેવ. ૧
રૂપ કુવરી ચૂકે નહી, નર નવ કરતી કેલિ
કુવરી કહે કોઇ વારતા, કથા ચરિત્રને ભેળિ ૨
ચદ્રગુપ્ત રાજાતણુ, ચરિત્ર સુણો એક ચિત્ત,
પડતો દેવે કર ધર્યો, રત્નતણે જે વિનીત ૩
ધૂતાગપુર પટ્ટણે, (તેણે) મૂક્યો લેઇ તેહ
વિદ્યાભરણે સોભતો, કુવર કળાનો ગેહ ૪

હરિષેણ રાજા ત્યાં ભલો, કમળપ્રભા પટનાર;
હંસાવલિ તસ નંદિની, અલિ અંસર અવતાર. ૫.
વીરધવલ મંત્રીશ્વરો, હેમવતી પિયુ નામ;
કામવતી તસ અંગજા, જોબન કરે નર આરા. ૬.
માંહોમાંહે પ્રીતડી, એક જીવ તન હોય;
કામવતી હંસાવલિ, ભેદી ન શકે કોઇ. ૭.

## ઢાળ ૧૧ મી.

( મારા નાકનો મોતી લાવજે રાજ—એ દેશી. )

કુંવર તે મનમાં એમ વિચારે, કેણી દિશ હવે જાઉં,
વસ્તી પામુ જો વારૂં વેહેલો, ભૂખ તૃષાને છિપાઉં લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૧.
વીરધવલ મંત્રી તસ વારૂ, બેઠો માંડવી પરિવારે;
આવતો બોલાવ્યો આપણી મોજે, દીઠો નિરૂપમ જ્યારે લાલ.
જો જો અચરજ જે હોવે હો લાલ. ૨.
અનુપમ અંગે ભૂષણ શોભિત, સુગુણ પુરૂષ જગસારે;
ધન બહુ દેખી મન લપટાણું, લોભી તે એમ વિચારે લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૩.
વીરધવલને કુંવર બન્ને, મળિયા અંગ બે ભીડી;
સાચા સ્નેહી પુરાતન પ્રીતે, રતિરમ કરતા બીડી લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૪.
તું મુજને મળ્યો પુણ્ય સંજોગે, કીધો મેં બહુ ધર્મ;
નિમિત્તીએ કહ્યો દિન આજ એ રૂડો,ટાળ્યો દુઃખનો મર્મ હો લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૫.
કામવતી અમ નંદની નીકી, રાખી તાહરે કાજે;
અમચા મનનો મનોરથ સીધ્યો, કીધો કાજ અવાજે લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૬.
એમ કહેતાં તે મંદિર પહોચ્યો, દોએ દિલ ભરપૂરે;
ધુતારાપુર નામ સુણીને, કુંવર ચિંતે ગુણ ભૂરે લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૭.

કામવતીએ લાજ કરી બહુ, કામવતી ગઇ દુરે,
હમાવલિને વેગે બોલાવી, બેહુનર પાપ નિકુરે લાલ,
જો જો અચરજ જે હોવે તો લાલ ૮.

ગનપુરૂપ શશિ ભાનુ જ્યોતિ, પુરૂપ આગો મુજ તાતે,
તેહતણો વધ તેણે વરો પાપ ઘણું એ વાતે લાલ,
જો જો અચરજ જે હોવે તો લાલ ૯

કુળખપણું નજર ગ, નારીપણ જે પામી
પુરૂપજનુની થઇ નણિયાણી, એ માનવ ભવ ખામી લાલ,
જો જો અચરજ જે હોવે તો લાલ. ૧૦.

હાથે કરીને મારયો પ્રીતમ, કુડ કપટ જે કમાઇ,
તો કહે શ હુ જ્યાંશ લુગી, માનવ પ્રાણ ગમાઇ લાલ,
જો જો અચરજ જે હોવે તો લાલ. ૧૧

તાતને વચને મે બહુ માર્યાં, ગલ પુરૂપની જોડી
તોય તેહનો ન આવ્યો છેહલો, જાગીને દુ ખ તન ખોડી લાલ,
જો જો અચરજ જે હોવે તો લાલ ૧૨.

દેખો દોલતનો જે દાતા, ગભતણો વર એહ
કિરન તન મન પેખા જેહથી, જતુ જીવાડણુ જેહ લાલ,
જો જો અચરજ જે હોવે તો લાલ ૧૩.

પ્રચ્છન્ન રીતે પ્રેમ ધર્યો બે, આવી દેખી કમારે,
હસાવલિ મન હરખ ઘણેરો, વરિયો એણે અવતારે લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ ૧૪

તુ મત મારે એહને બેહેની, એ મુજ જીવન પ્રાણ,
મે દિલ ધરિયુ થઇ ધણિયાની, તું તો જાણી મ જાણુ લાલ,
જો જો અચરજ જે હોવે તો લાલ. ૧૫

એમ કહીને પહોતી મંદિરે, કામવતી પરમ્યા,
નવલ આભૂષણ વેશ બનાયા, દેખી તે ધન્ય ગન્યા લાલ,
જો જો અચરજ જે હોવે તો લાલ ૧

હાગ અઢાર રચી નિરૂપમ બોલી, પ્રેમના પનજિવ ભેવી,

નેમવિજ્ય કહે આગળ જાતા, દૂધ સાન્ર કરશે ભેળી લાન,
જો જો અચરજ જે તેવે તે નાન ૧૭

## દોહરા.

વીરધવળ મની ત્યહાં માડે બહુ ઉછરંગ
આગી દોન વાજે ભના, આરંભ અરિમ ચગ ૧
નવગ તો નીરે કરી, ભમ્યે ખાધા ભોજ
પ્રીતમ મનશું ખેલતા, નેતા બહુ પેર મોજ ૨
મની જપે કુવરજી, અમગી નન્દિની એ
નિમિત્તિયા આવ્યો ઈહા, વિદ્યાવંત વિવેક ૩
તેણે કહ્યું મુને સુ। જનધિ મ‍ી ની
પ્રાત સમે નર આવશે, પુરૂષોત્તમ ન ધીર ૪
દીન લગ્નનો આજ છે આવ્યા જોતા હાટ
પરણો પ્રેમ ધરી કરી ટાળી સર્વ ઉચાટ ૫
હરખ થયો હૈડે ઘણો, પામી એવા માન
પણ છે કાઇક વારતા જાણ કરે મનોન ૬
સાર્ધ પ્રહર જામની [તે ગો] વી રે કર્યો વિવાહ
કરમેળો બહુ પેર કર્યો, ધરતા મન ઉત્સાહ ૭

## ઢાળ ૧૨ મી

( મેરો ત્યા ‍ગવાન—એ દેશી )

પેહો ભના મોઝાર, અનિ અજવાળે સુર ઓરડી જી
ચિહુ દિશે ચાર ગરાખ, સેજ સમારી ત્યહા વર ગોરડી જી ૧
છપ્પર મોટી ખાટ, શીશ પછેડી પુરાતન પાથરી જી
બોલ્યો કુવર તે વાર, કેમ ઉનઆણી મોહન સુંદરી જી ૨
કેમ તુજ વદન વિનશય દિસે છે કેમ આમણદુમણી જી
વદે તવ નારી ઉત્સાહ, પિયુજી ઉઠાવો સેજ ગોદામણી જી ૩
કુવરે ઉપાડી તામ પ્રેમે પછેડી તેહ દૂરે કરી જી,
દીઠો ભૂમિ ધર કૂપ, દુરગંધી ગો અહીમડ સભરી જી ૪

કહો નારી તને વાત, એહ કમાઇ કરમને આદર્યો જી,
આદિ હતી અધિકાર, સચિવ વેશ્યાએ પાતરો જી. ૫
મણી પુરે ગીતા વેશ, ગમતણી છે સકી ઉનધારિણી જી,
જીવિત ભેદનો ભેદ, નાયમની એ ગેહુ સુખકારિણી જી ૬
ભીરાં ડોમ્રી એક નિત્યે જિનરાગ ધર્મની શ્રાવિકા જી
દયાતણી જમ ટેક નેગુરને ધર્મ નત ભાવિકા જી ૭
ધણપુરે જિનપ્રસાદ કચ્ય અઠે તેહનુ મત્રી ધરે જી,
તેણે પાપે મહારાજ, દ્રવ્ય ના લેઇને પુર બહુ પરે જી. ૮
અન્ન ઉદકનો નાશ, ધરાપતિ તાત (ગેહ) નિર્ધન થયા જી,
માડ્યુ પાપે મહારાજ, કઇ નરનારીના ધન લુટિયા જી ૯
વેશ મત્રી નૃપ પાપ, વેર વણ પ્રાણે મારે જે પ્રાણિને જી,
વેચે ત્રણ સમ ભાગ, મારી નરને ધન બહુ આણિને જી ૧૦
ત્યમ જે નગરના લોક, પાપ તાપ થકી વસમા ઘણા જી
પરભવકેરે પ્રતાપ અનાથપણે થઇ દુર્ગતિ ભામણા જી ૧૧
કઈ એણે નર કોટિ, હેમ્યા તેણે હરખ ધરી મને જી,
તુ મુજ પ્રાણઆધાર, જીવનજી છે તુ માહરે મને જી ૧૨
દેખી ઉત્તમી દેહ પ્રેમ વાધ્યો છે પ્રીતમ માહરો જી,
આ ભવે તુ ભરતાર, મે કર ધરિયો પલ્લવ તાહરો જી ૧૩
સમશા મત્રી તામ, દ્વાર ઉછેરે પૂરવની પરે જી
ગો નો કુવર તે આમ, કામ ઇહા અવસર એ કરે જી ૧૪
લાજીને ગયો તામ, કુવરી મનમા થઇ હરખિત બહુ જી
સુન્દર બિછાઇ સેજ, હરખ ધરીને રગે રમે બેહુ જણા જી ૧૫
આનદદાઇ અગ સુખ પામ્યા ઘણ ભીમર ને ભામિની જી,
સરખો મળ્યો તસ સગ, સુખ વિલસે ને ઉલસે જાની જી ૧૬
વનિતા વિવિધ વિલાસ, આનદ પામ્યા ત્યહા આપણા જી,
લલના લીનના હાસ, હુઆ હરખતણા વધામણા જી ૧૮
સાભળતા સહુ (લોક) સુખ દુખ ટાળે સહુને મને જી,
બારમી સોહેળ ઢાળ, નેમવિજય કહે સુખ વડે જો તને જી ૧૮

---

# ખંડ ૪ થો.

## દોહરા.

શ્રીહીરવિજય સુરીશ્વરો, જગી ગુરૂ જસ નામ;
પ્રેમે પ્રણમુ પદકમળ, પામું વાંચ્છિત કામ. ૧.
રાજસુતા હંસાવળી, સખીપણું તે સાથ;
મોહી તમનું પેખીને, ઘર પહોત્યો નિજ નાથ. ૨.
વિષય સુખ વિલસે ઘણાં, નરનારી ઉછરંગ;
વીતી રંગે રાતડી, માચ્યો અંગ અનંગ. ૩.
મંત્રી જોવે વાટડી, બહુપેર કરતા સાન;
ભાનૂદય ઉઘાડિયું, ઘર ભણી શુભ જ્ઞાન. ૪.
તાત ભણે પુત્રી ભણી, એ જીવ્યો કુણ કામ ?
કામવતી કહે માહરો, એ છે આતમરામ. ૫.
એ મેં માર્યો નવ મરે, હોજ્યો જોડી અખંડ;
માતપિતા પરણાવિયો, તેણે મુજ અતિ ઘમંડ. ૬.
ખુશી થયાં માતાપિતા, દેખી રૂપ જમાઇ;
કમળ સુકોમળ દેહડી, આંખડી તેજ સવાઇ. ૭.
સંધ્યા સમે કુંવર તદા, આભૂષણ ધરી અંગ;
સીતા મંદિરે સંચર્યો, જઈ બેઠો તે સંગ. ૮.

## ઢાળ ૧ લી.

( વા'લાજી વાયછે વાસળી રે—એ દેશી )

વેસ્યાએ આદર બહુ દિયો રે, બેસાર્યો શુભ ઠામ;
અંગે આભરણ શોભતાં રે, બહુ લક્ષણ ગુણધામ. વેસ્યાએ૦ ૧.
સાંજ પડી રવિ આથમ્યો રે, રજનીતણો જે અંધાર;
લલિત તમસ શોભા લહે રે, તમરાં કરે ઝણુકાર. વેસ્યાએ૦ ૨.
કુંવર પ્રત્યે કહે કામની રે, તું મુજ મોહનવેલ;
તુજ દર્શન ઘણું વાલહો રે, તુ તનમન રંગરેલ. વેસ્યાએ૦ ૩.

રંગે પધા તમે મંદિરે રે, લેજો મન વિશરામ,
લાલચી છે કોઇ કામની રે, કરી આવું તેહ ઠામ. વેશ્યાએ૦ ૪
એમ કહી આગળે ગઇ રે, કીધું રાસભ રૂપ,
કુંવર જોવે તવ પૂઠથી રે, નિરખે તેવું વિરૂપ. વેશ્યાએ૦ ૫.
નર ધાવ્યા કઇ આગલ રે, દેખી પગનો પ્રહાર,
આભૂષણ અંગ ગ્રહી રે, માર્યાં પુરૂષજ ચાર વેશ્યાએ૦ ૬.
રૂપ કરયું ફરી રાક્ષસી રે, ભક્ષણ કરે નરમાસ,
હા હા કુવર મુખ બહુ લવે રે, દયા નહિ જશઅંશ વેશ્યાએ૦ ૭.
કુવરે આરાધ્યા દેવતા રે, આવ્યા વ્યંતર તામ,
શિર નામી ઊભા રહી રે, તેડાવ્યા કુણ કામ વેશ્યાએ૦ ૮.
વેશ્યા વેલી વળી થઇ રે, ઉડી આપ આકાશ,
કુવર થયો તવ પૂંઠે રે, કૌતુક જોવા આશ. વેશ્યાએ૦ ૯
મોટી મશાણની ભૂમિકા રે, તેડયા વીર બાવન,
કરે ચોસઠ્ય જોગણી રે, આપી આપ આસન વેશ્યાએ૦ ૧૦
દીધા ભક્ષણ નરતણા રે, પામ્યા બહુલ સંતોષ,
ખરમુખા! કહે વૃદ્ધ જોગણી રે, પાપતણો કરે પોષ. વેશ્યાએ૦ ૧૧.
બાકુળ એવો અમભણી રે, તે નવ દીધ કદાય
માગે તે દેઉં તુજને રે, મન ચિંત્યો વર પાય વેશ્યાએ૦ ૧૨
વેન કહે મા માહરે રે, મોટી અછે એક હુંસ
સુવર્ણ સિદ્ધિ દ્યો દાનથી રે, બળિ દેઉં તમ પુમ વેશ્યાએ૦ ૧૩
આજ જે આવ્યો આપણે રે, પ્રાહુણો પ્રમોદ,
મુજ ભુવનમાં મૂકિયો રે, આતમ હોએ ઉમોદ. વેશ્યાએ૦ ૧૪
બોલ દિયો તસ જોગણી રે, ચાલ્યા સહુ વનખંડ,
ભુવન અછે તેણે સ્થાનકે રે, શશિકરણે પરચંડ વેશ્યાએ૦ ૧૫
પાયે પડી સહુ જોગણી રે, મળિયા ભેટાભેટ,
આજ પવિત્ર તમ દેખતા રે, ખત કરી દુખ મેટ વેશ્યાએ૦ ૧૬.
કુવર વળી ત્યાં આવિયો રે, નજરતણો રસ એટ,
હેજ ધરી નારી તદા રે, અણચિંત પ્રિયભેટ વેશ્યાએ૦ ૧૭

વેસ્યા રંગે વન ખડમા રે, યોગણી ફેરે સાથ,
કુવર બેઠો નારી કને ર, દેવ કરે સહુ હાથ વેસ્યાએ૦ ૧૮.
કહે નારી પિયુ પરણીએ રે, મ કરો હવે વિલંબ,
મુજ બંધવ હોય આકરા રે, કપટી ક્રોધી ને સુબ. વેસ્યાએ૦ ૧૯
કુંવર ભણે કુણ તુ અછે રે, કહે નારી સુણો વાત,
પરણીને પિયુ પૂછજે રે, બહુવો છે અવદાત વેસ્યાએ૦ ૨૦
માટી કળશને મોહ્યુ રે, પરની પ્રેમદા કોય,
જાતિને ભાતિ જાણી નહિ રે,હવે અચરજ જુઓ હોય. વેસ્યાએ૦ ૨૧.

## દોહરા.

શાશ્વત છે વૈતાઢ્ય ગિરિ, તેમા ઉત્તર શ્રેણ,
સાઢ્ય નગર અતિ શોભતા, ઉપમા દીજે કેણ ૧.
હેમપુરી છે ત્યા કણે, હેમરથ નર રાય,
હેમશ્રેયા નારી ભલી, સુજશ જાસ સવાય ૨
શીનાત્રની તસ સુંદરી, હોય પુત્ર વળી જાસ,
મણિચૂડ રત્નચૂડ એ, બાવન વર પ્રકાશ ૩
હેમરથ નૃપ અન્યદા, નિમિત્ત પૂછ્યો જે વાત,
હોશે કોડપતિ અગના, તે કહિયે સુવિચાર ૪.
જ્ઞાની જ્ઞાન કહ્યુ લહી, સિંહરથ નંદન સત
ગુપ્તચંદ્ર ચઉ અક્ષરે, પતિ હોશે પુણ્યવંત. ૫
બંધવ બોલે માહરા, એમ ન કીજે વાત
અમ બેહેની ખેચર વિના, કુણ પરણે કરી ખ્યાત. ૬.
તાતે છોડી કહાડણે, દશીવેળા ઇણીવાર,
બંધન બે ઇહા આવશે, મળજો ત્યં પરિવાર ૭

## ઢાળ ૨ જી

( મારગડામા જો જી આવે પ્યારા ગન—એ દેશી )

ગગને તેણે પ્રસ્તાવે જી, આવે ખેચર નામ,
નભમંડળ નર ઠાવે જી, પેખતણો ઘરી હામ
ચતુરંગી જ્યા સેના જી, પાર ન પામે કોય,

ખમજો અવગુણ અમતણો, મોટા તમ મહત
પોતો હઈ પુરવ માહરો, તમ શુ મ ન મ મ ત. ૩
પેહેલા તો નવ ઓળખ્યો, તેણે એવા વિપરીત,
સપતિ સમરે અમ મને, તમશુ બાંધી પ્રીત. ૪
અમ બન્ને પુરવ કિયો, સાચેવો જિન ધર્મ,
તેણે પતિ તુ ન પામિયો, રાખો ત્ય કુન ગર્મ ૫.

## ઢાળ ૩ જી

( વર આવો ન આશા મોરના—એ દેશી )

હરખિત થઇ તન હાજરે, મહિ દીધી મોય કુમા-
કુવરને જ્યઇએ છ ભામણે આકણી
તુજ કુળ આદિત્ય તુ મહી, તુ તો સોમશશિ અનુસાર કુવરને ૧
એટલે હેમરથ આવિયો, ત્યાહા સગળો લેઇ પરિવાર,
આવી વીર વધાવિયો, મન આણી પ્રેમ અપાર. કુવરને૦ ૨
ખેચર સુત ખેચર ભણી, જઇ પ્રેમે કીધ પ્રણામ
અજવાળ્યા એણે કારજે, વળી ગણી ખગચર ગામ કુવરને૦ ૩
હયવર તે સદી હીસતા, આપ્યા પચસયા વર જેહ
આપ્યા દ્વય દાત સુદર, તસ મદઝરતા દ્વીપ જેહ કુવરને૦ ૪
મણિ માણિક મોતી ઘણા, તેમ રત્નતણી બહુ ગરા
ખાટ તળાઈ દીપિકા, વર આપિયા એમ ઉલ્લાસ કુવરને૦ ૫
વારાગના વરભૂપતિ, લેઇ દીધી જેણે પચવીશ,
આપી એમ મતોષિયો, કહે આશા મળજો વધીશ કુવરને૦ ૬
અમે ગ્રહી નિજ નન્દિની, હરે બીડી આપણે અગ
નદિની નિત સુખભરી, નિજ તમગ ચાલગ વરને ૭
દાધી લાખ સોહામણી, ગેગી ર પુરે આપ
સ્વાહા માગી કુમારની, સર્વ દૂર કરી દુખ છાપ કુવરને૦ ૮.
વહિયા ગગને વિદ્યાધરો, જાણે પંખા તણી હાર,
ચદ્રગ્રામ લીલાવતી વેગે આવે નગર મોઝાર કુવરને૦ ૯
વેશ્યા મંદિર સચગ્યા, તીધા તે પતગ વિશ્રામ

સચ્ચું પુરાતન ધન લિયું, જણે એહજ મંદિર સ્વામ. કુંવરને૦ ૧૦.
લીલાવતી છોડી ત્યાંહાં, નિજ રામા સુંદર તેહ;
પહોચ્યો મંદિર મંત્રીને, સઘળું લેઇ ધન એહ. કુંવરને૦ ૧૧.
આપ આવ્યો વળી કોશવે, લીધી વળી સુસાર;
પ્રાતર મંદિર મંત્રીને, વહી આવ્યો વેગે કુમાર. કુંવરને૦ ૧૨.
કામવતીને મંદિરે, ત્યાંહાં આવી હંસાવળી તેહ;
કામવતીને એમ કહે, કહું બેની સાંભળ એહ. કુંવરને૦ ૧૩.
મેં વરિયો વર સુંદરો, સહી બોલીને પોંહ્યો કેથ;
સાંજ સમે પુરી મધ્યે, ગયો નવી જાણિયે એથ. કુંવરને૦ ૧૪.
આવશે હવે મંદિરે, હું તો જોઉંછું તેહની વાટ;
દીઠો હોય તે નારિયે, એ કુંવર ભલે રે ઘાટ. કુંવરને૦ ૧૫.
રાયસુતા હંસાવળી, હરખી ઘણું નયન નિહાળ;
પ્રભ પ્રગટી દિશ જે હવી, હુઇ તેથી તે ખુશાલ. કુંવરને૦ ૧૬.
દગ સિંચંતી સુધાતણી, અંગના અંગ વાધ્યો અનંગ;
કામવતીએ પ્રેમસુ, બોલાવ્યો ધરી ઉછરંગ. કુંવરને૦ ૧૭.
પ્રીતમ કેવે કારણે, કહિયે પ્રિય રાતની વાત;
કોણ પરણી કુંવરી તમે, કહે કુંવર તવ અવદાત. કુંવરને૦ ૧૮.
એવે સમે હંસાવળી, પોહોચી નિજ તાતની પાસ;
નેમવિજય સુખસંપદા, પામી જે ધરમ નિવાસ. કુંવરને૦ ૧૯.

### દોહરા.

હંસાવળી કહે માતને, મત્રી નંદિની જેહ;
પરણ્યો પતિ પરણાવ મુજ, તેશુ બાંધ્યો નેહ. ૧.
સુતા સુણી સુખ વારતા, તેડાવ્યો મંત્રીશ;
જમાતા જે તમતણો, દાખો વિશવા વીશ. ૨.
મંત્રી સહિત કુંવરજી, પોંહ્યા ભૂપની પાસ;
દેખી દર્શન રાયજી, અંગે થયો ઉલ્લાસ. ૩.
ભલ આસન ભાવે કરી, બેસાર્યો બક્ષીસ;
લેઉં વારણું અંગનાં, કુંવરે નામ્યું શીશ. ૪.

મ ત્રી કહે મહારાજજી, એણી ગતે એ આજ,
પરણી સુખેથી ખેચરી, કીધુ આપણ કાજ. ૫
બ હરખ્યો મન મ ીપતિ, ઉલસ્યા નેણ ચકાર,
બોલે મીઠા બોલડા, તુ તન મન ચિતચોર ૬

## ઢાળ ૮ થી.

( મોરા નાયજી હો, રાજના ધનાય—એ દેશી )

પ્રેમ ધરી કહે ભૂપતિ જી, પરણો ગજ માર,
કુવર કહે કયમ પરણિયે જી, ગજ નથી નિરધાર,
એહ રાયજી હો, રાજ વચન સુણેય. ૧.
સભા સ સન્મુખ થઇ જી, જોવે રૂપ કુમાર,
ગમ્યુ અંગ છૂપાવીને જી, માનુ કામકુમાર. એહ૦ ૨
કામે પીડિત અગના જી, નિરખે રૂપ નિહાળ,
પ્રચ્છન ધરી અતિ પ્રેમને જી, અગોપાગ વિશાળ એહ૦ ૩
કુંવરતણે તવ બોલડે જી, માંન કરે મ ીપાળ,
હસાવળી હરખે કરી જી, બોલ વેણુ રસાળ. એહ૦ ૪
એહજ પ્રીતમ આદર્યો મે, આખો અવતાર,
મે વરિયો વર ઉમગે જી, અવર નહિ સસાર,
મોરા તાત જી હો, ગજ વચન સુણેય ૫
મન માન્યુ ઘણુ માનની જી, રહ્યુ મન લોભાય,
માતા વેલી હોયજે જી, થોગે રહ્યુ ન જાય મોરા૦ ૬.
પરણાવો પતિ પ્રેમશુ જી, મત કરજે હવે ઢીલ,
આવે અવસર આપણે જી, લીજે સુદર લીલ મોરા૦ ૭
કરી દતુશન નીકળ્યા જી, સતીએ બાંધ્યા બોલ,
તપન ઉગે જો પશ્ચિમે જી, સતિયાકેરા ચોલ મોરા૦ ૮
કુવર એકાતે તેડિયો જી, પૂછે કુળ વરતત
આખો સ તમે આપણે જી, સવો ઇતિહ સત મોરા૦ ૯
તિલગ દેશ તિનકાપુરી જી, સિહરથ છે ત્યાહા રાય,
રત્નમાલા પટરાગની જી, તેહ છે મોરી માય મોરા૦ ૧૦

વિદેશ જોવા ભણી નીકળ્યો જી, બેહો પ્રનહણમાલ,
હું આવ્યો સચિવ ઘરે જી, ઓળખિયો ચિત્તચાહ મોરા૦ ૧૧
હેમશ્રેયા એમ સાભળી જી, પામી અતિ ઉછરંગ,
મુજ બેહેની સુંદરી જી, ઉત્તમો પ્રેમવિહંગ મોરા૦ ૧૨
લેઈ લગ્ન પગણાવિયો જી, વાગ્યા ગુહીર નિસાણ
કર મૂનામણ આપે ત્યાહા જી સુણજો એહ સુજાણ મોરા૦ ૧૩
ખંડ ચોથાની મે કડી જી, હગન્તી એહજ ઢાળ
નેમવિજય કહે સાભજો જી, પાચમી શ્રવણ રસાળ મોરા૦ ૧૪

## દોહરા.

પંચ સહસ્ર હયવર ભલા, ગજવર [વળી] શત તીન,
પંચ સહસ્ર અનુચર ભલા, બગે કરી નહિ દીન ૧
પંચ શત કરભાવળી, વેહેલ શન્ટ ત્યમ દાસ
પાલખી ભૂષણ પંચ સહસ્ર આપ્યા લેઈ તાસ ૨
દીધા એના દેખતા, કીધો કુંવર ખુશાલ
સકળ દુખ દૂરે કરી પામી પ્રેમ પ્રનાળ ૩.
તરૂણી તીન કુમાર તે, સાથે કરે સંભોગ
હસાવળી હીમે હિયે, યુવતી નાથને જોગ ૪
દિન કેતા ત્યાહા રહ્યા, કરે કુંવર બહુકેલ
પરમેશ્વર સુપસાયથી, નારી નાગરવેલ ૫.
દેવદ્રવ્ય દેગ કર્યા, દયા ધરી પરિણામ
રાજા સુસકા૨ કિયા, ટાળ્યું ધૂતારા નામ ૬.
નાથ કહે નારી સુણો, વેહેલા થાઓ વિવેક
શીખ લિયો તમે સાજનો, વેણ અમારૂ એક ૭
શીખ લેઇ સાજનતણી, કુંવરે કર્યું પ્રયાણ
સોપારાપુરપટ્ટણે, આવી કરે મેલાણ ૮
છાનો કુંવર કટકથી મનથી જાણી વાત,
પ્રાતસમે તે પટ્ટણે, વહિને હાટે આત ૯.

## ઢાળ ૫ મી.

( મેરે આતમજી આધાર રે—એ દેશી )

તે અવસર વાજે ત્યદા રે, ઢંઢેરાનો ઢોલ,
ચોગથી ચઉટે ભમે રે, બોલે મધુર બોલ રે,
અગર ગજાની.
મોહે રે રૂપે ઇંદ્રાણી, મોહે રે માનવ મહિ માની.
વિષકન્યા આઇ જાણી રે લાલ આગની ૧
નિજનંદિનીને નરપતિ રે, વિષભક્ષણ કર્ડી દીધ,
ન મૂઇ નારી તે થકી રે, પામી ન એકો સિદ્ધ રે. અગજ૦ ૨.
પૂછે કુવર તે પ્રેમશુ રે, વાલ્ગો તેહ વૃત્તાત,
વિષકન્યા કેમ જાણિયે રે, આણિયે એવી શ્રાત રે. અગજ૦ ૩.
કહિયે સાભળો તસ કથા રે, જન્મી માત જે વાર,
વધતી કલા વર વેલ જ્યુ રે, ગોરી મોહન ગાર રે. અગજ૦ ૪.
સુવરણ વાન સોહામણી રે, કામી મોહન કાય;
બાલયૌવન બાળા થઇ રે, રમવાને જગવે જાય રે અગજ૦ ૫
વનખડે વનિતા વડી રે, ખાતે ખેલતી ખેલ,
મેવા મિઠાઇ મોદક રે, ખાવે ગાવે ગજ ગેલ રે. અગજ૦ ૬
તરૂણી તરૂણપણે થયો રે, થાકી વનખડ લવ,
વદને બીડી વર પાતની રે, સૂતી નિદ્રાને સધ રે અગજ૦ ૭
પંકજ ચૂ સુખ પ્રેમદા રે, વિકસ્યુ પૂતમચદ;
ગમ્મ નહી ધારે ઘણું રે, બાળા ગુણની વૃદ રે. અગજ૦ ૮
તાતભણી વા'લી ઘણુ રે, માતાને સુખકદ.
પય સાકર પ્રત્યૂષમા રે, સ્યામા પીવે આનદ રે અગજ૦ ૯
તે દિનથી તે તારૂણી રે, ઉપરતણી વૃદ્ધિ હોત,
નારી સગે નિશિ રહે રે, આણે તેનો અત રે. અગજ૦ ૧૦
ભય આણી મન ભામની રે, રક્ષક કો નવ જાય,
ભોળી ભોળા ભોળાવે રે, જુગતે નેવ કદાય રે. અગજ૦ ૧૧
કો અવસર ઇહા આવિયો રે, ઔષધવેદી આમ,
નામ સુખ્યાત વસ્તપતિ રે, પહોત્યો રાજાને ધામ રે. અગજ૦ ૧૨.

કુંવરી ભુવને વૈદ્યને રે, લેઇ આવ્યો ભૂપાળ,
રજની વાસે રાખિયો રે, વૈદ્યક મન જગાગ રે અગજ૦ ૧૩
દૂરથકી દેખે રહ્યો રે, રોગતણા આચર્ણ,
કપટ નિદ્રાએ નિહાળતો રે, સાભળે સાસદે કર્ણ રે અગજ૦ ૧૪
પ્રમથા વશ પંથી થયો રે, ડસીઓ કુવરી એણુ
પ્રાતઃસમે પગજાગિયો રે, જીવ ગયો ત્યહા તેણુ રે અગજ૦ ૧૫
અત કરે વાસો રહે રે, એની તમ પતીત,
મહાજશ નામે મહીપતિ રે, ચિંતા ધરે બહુ ચિતરે અગજ૦ ૧૬
અનગ સેના રાણી અતિ રે, શોક ધરે છે શરીર
નન્દની જે રતિ સુન્દરી રે, ઝુરી નાખે નીર રે અગજ૦ ૧૭
દોહલો છે સસારમા રે, વહેરો લોક કલક,
પ્રીત ધરે ન કો તેહશુ રે, પૂર્વ કર્મનો અક રે અગજ૦ ૧૮
આશા સહુને સરખી રે, નિર્મળ રાખી નીત,
નેમવિજય કહે સાભળો રે, ઉત્તમ તે કરે હિત રે અગજ૦ ૧૯

### દોહરા

રજની વાસો જે રહે આવે તેનો અત
મરણ ભયથકી માનતી, દૂરે દેવ રહત ૧
ભૂપતિએ ભામિની ભણી, કીધા વિષ ઉપચાર
મારી ન મરે માનની, રડયો જશ કિરતાર ૧
રાજા રગે એમ કહે, આલે સહુને પ્રેમ,
વળી માગે તે દે ઉપરે, અનુચર મહિયુ એમ ૩
અર્ધ રાજ્ય કુમારિકા, કામનીતણુ કલક,
ટાળે તેને નરપતિ, માગ્યુ દે નિશક ૪
બીડો ગ્રહિયો ખાતીને, ભટ વિનવિયો ભૂપાળ
પરદેશી એ પ્રાહુણો, કરુણા કરે કૃપાળ ૫
ભટ આમતને મોકલી, તેડાવ્યો નર રાજ,
ભૂપત દેખી ભૂધણો, કાજ થશો મુજ આજ ૬
સાજ સમે તે મજ થઈ, પોંહોંચ્યો પ્રમદા ગેહ,
દેખી નારી દિન ડરે, ગતિ રમણવર એહ. ૭

મન વિધ્યું તન ગહગહ્યું, ઉલસ્યાં નયન ચકોર,
માનતીને મનમથતણા, સેવક કરે બકોર. ૮.
કંચુક કસ છૂટી તદા, વ્યાપ્યો અંગ અનંગ,
તેણે અવતારે આદર્યો, પ્રીતમ પ્રેમ પયંગ. ૯.

## ઢાળ ૬ ઠ્ઠી.

( ગોરી માહે રમતો નીચ—એ ગ્શી )

મહાજશ રાજાની આજ્ઞાએ પગેલ્યો, રતિ નારીને મગોવે રે,
દૂરે બેઠા સાયકી સાહસી, વચનામૃત રસ ગોટેવે રે. ૧
રતિ સુંદરી રંગે એમ બોલે, સેજ સુકોમળ બેઠી રે,
કામલતા માનુ મોહનવેલી, પ્રેમને મંદિર પેઠી રે રતિ૦ ૨
અનુચર મનમથ કેરા આગે, ઓળગ કારણ પરોત્યા રે,
છૂટ્યા જલધર યૌવન જલધી, ઉર્મી થયા તમ વધતા રે. રતિ૦ ૩
સાકહે નિસુણો સુંદર સજ્જન, વાત કહું સવિ માંડી રે,
તમ દીઠે તન ઉલ્લસ્યું વિહસ્યું, મદને લાજ તે છાડી રે. રતિ૦ ૪.
વિષમ યોગે વરની વનિતા, કામ તણી જે કરણી રે,
મુજ વતી માનવ ભૂપ વિનાસ્યા, પાપતણી એ ભરણી રે રતિ૦ ૫
હું તમ દાસી, પ્રેમની પ્યારી, એહ કલંક મુજ ટાળો રે,
બીડો ગ્રહિયો જો બોલ ગ્રહીને, તો ક્ષત્રિયવટને સંભાળો રે રતિ૦ ૬
વિવિધ વાત વિનોદે વામાએ, યામની ગાત્ર ગમાની રે,
આકુળ થઈને પ્રેમ લાવીને, ઉન્માદી લય લાવી રે રતિ૦ ૭.
કપટ નિદ્રાએ સૂતો કુંવર, આચરણ આપ વિચેકે રે,
મુખ વિકાસ્યું કુંવરી તત્ક્ષણ, વિસ્તર દીઠો વિવેકે રે રતિ૦ ૮.
બાહિર મુખ વિકાસ્યું કાળી, વેગે સન્મુખ આવ્યો રે,
રોષે કરીને રાતાં લોચન, દંખ દેવાને ધાયો રે રતિ૦ ૯
આતુર ત્યાં થઈ શસ્ત્રને શરમી, વિપરીત કહ્યો વૃત્તાન્ત રે,
નિદ્રા ગઈ તવ બેઠો દીઠો, પિયુમણિ આણુ મંયુત રે. રતિ૦ ૧૦.
નયણે નિહાળ્યો નરસનૂરે, વામા મોહ નિવાહી રે,
જેઠીઉધાન જ્યમ ઉદધિ ઉલટ્યો, કોપું રહે કહો સાહી રે. રતિ૦ ૧૧.

સારે પામે સોગઠાં હરખે, સરખે સરખાં રમતાં રે;
નયનામૃત પ્યાલો ભરભરીને, પ્રીતે પ્રેમને જમતાં રે. રતિ૦ ૧૨.
ધણી પામી જે ધન્યપણું ગણતાં, પ્રાત થયો સુપ્રસાદ રે;
નેમવિજય કહે નારી નર દોયે, પામ્યાં હરખ સવાદ રે. રતિ૦ ૧૩.

## દોહરા.

મહાજશ રાજાતણા, સુભટ છૂટયા નતકાળ;
દાધું દેવા ગયને, દ્વાર ઉભા સમકાળ. ૧.
કરતા દેખી કેલ તે, મનમાં હવો અચંભ;
પેહેલાં તો માણસ મારતી, શુદ્ધ ન હોતી દંભ. ૨.
તાકયાં હાડ હવે તારુણી, માર્યો પુરૂષ રતન;
તો જઇ રાજા વીનવ્યાં, વાત કીધ વચન. ૩.
સુભટ જઇ ભુપાળને, તેડી તેથ મંત્રીશ;
વિલોકન કરવા માનવી, આવ્યો ત્યમ અવનીશ. ૪.
દીરઘદરશી રાજવી, નિસુણે કાનને માંડ;
નરનારી રમતાં થકાં, અવલોકે દુઃખ છાંડ. ૫.
દ્વાર ઉઘાડી બૂમણી, પેઠો મંદિર માંય,
હરખ્યો હૈડે અતિઘણો, વદન વિલોકે ત્યાંય. ૬.
મંદિર હતા મહીપતિ, આવે સભા મોઝાર;
નૃપ પુછે કુલ વાતડી, કુંવર વદે સુકુમાર. ૭.

## ઢાળ ૭ મી.

( વીર સુણો મુજ વિનતિ, રાગ ધોરણી—એ દેશી )

રાય જંપે સુણો નર તમે, મુખ બોલો હો, તુમચો અવદાત;
વાંકાં વેણુ ન કાઢીયે, સુગુણા જેહ હો, નીગુણા નવ થાત. રાય૦ ૧.
પાણી પીને ઘર પૂછિયે, એમ ન્યાયે હો, કેમ હોવે એ ન્યાય;
પંચ માંહે નવ પામિયે, જરા સારો હો, જગમાહે પસાય. રાય૦ ૨.
મરકલડે અધિપતિ કહે, કુણ મારે હો, મન આણો સંદેહ;
અમ પુત્રી તમ દાખશું, મુખ બોલીયા હો, એણી છબડી જેહ. રાય૦ ૩.
આચરણે તુજ ઓળખ્યો, ઢાંક્યો કયમ રહે હો, કોઇથી નરસુર;

પ્રગટ કરે જે પચમા, તુમ અમચે હો, વધતો નેહનર ગાય૦ ૪
તિલગદેશ તિનકાપુરી, ભાખી સઘળી હો, નિજ નાત અભાગ
ગજન બહુ ચિત ચમકિયો, તેણે હરખી હો, પામી પુણ્યની માગ ગાય૦ ૫
તેની અગજ ઓળખિયો, મામે મન હતી હો, બોલિયુ દઢ અગ,
સાહેલી એ સસનેહશુ, ભાગી ભાનજ હો, થયો દુખનો ભગ ગાય૦ ૬
લગન લેઈ લીધા વરી, પરણાવિયો હો, રતિ સુદરી રગ,
હય ગજ રથ હાથી ઘણા, દીધા નાયજે હો, આપણા મન સગ ગાય૦ ૭
મણિ મોતી ને હીરલા, સેજ તળાઇ હો, આપિયા દિલ ભાય,
સોહવે ગાઇ ગીતને, બોલાવી હો, વિનતા સુખદાય ગાય૦ ૮
કટક તેડાવ્યુ ધરાધણી, વનરુ તિ હો, નિજ નગર મોઝાર,
દેખી ઋદ્ધિ દિલ ભાવિયો, મહી મોટકો હો, એ ભાગ્ય કુમાર ગાય૦ ૯
માતુલે મન આણી કરી પરણાવ્યુ હો, તસ ગયા દુય,
ખરચ્યા ધન બહુ ખાતના વર તુરને હો, નિ માણુ વુગાય ગાય૦ ૧૦
ઘર ઘર રગ વધામણા, લિયે ભામણા હો, અનગ સેના નાર,
બદીજન બિરુદાવળી, બહુ બોલતા હો, મુખ જયજયકાર ગાય૦ ૧૧
વાસર કેતા ની ત્યાહા, અનુક્રમે હો, કુવરે કીધ પ્રયાણ
તાતે શીખ દીધી ઘણી, નિજ નદની હો, તેહ કીધ પ્રમાણ. ગાય૦ ૧૨
હય ગજને પાયક ઘણા, મુખ ગણતા હો, નવ લાભે પાર,
સીમાડા સહુ દેખતા પદ પ્રણમે હો, કરે સેવના માર. ગાય૦ ૧૩
શીખ લેઇ સાજનતણી, નૃપ પ્રગટયો હો, પથે ચલિયો જાય
દેશ નગરને લઘતો, આનદભેર હો હવે ભરૂઅચ પાય ગાય૦ ૧૪
ઢાળ કહીએ સાતમી, સુણો શ્રોતા હો, વક્તા કરે જે વખાણ
નેમવિજયે નેહ કરી, ધન્યાસીએ હો ધન્ય એટી ક્યાણ ગાય૦ ૧૫

દોહરા.

અનક્રમે ભરૂઅચ ગયો, પામ્યો પરમાનદ
પ્રત્યક્ષ તીરથ પામિયો, નિરુપમ નયનાનદ ૧
સબળો ગઢ રાજે જ્યહા, પેઠો નગર મઝાર
સેના મૂકી વેગળી, અગે આનદકાર. ૨

જોતા ચઉટા ચાપશુ, હાટતણી ત્યમ શ્રેણુ,
દેવળ અજિત જિનેન્દ્રનુ, આવ્યો કુંવર તેણુ ૩
ભાવે શ્રી ભગવતને, વદન વિનય વિવેક,
વીતરાગના પદકમળ વિમળ સજળ ધરિ ટેક ૪
પથીને આધારડો દેવળ ? પોશાળ
વળી કુભાગ ઘર ભનુ, નિરત કરી નિશાળ ૫
દેરે ગે । ઇહા પતિ ભાવે ભાવના સાર,
તેણે સમે રાજા વરે, બેઠી રાજકુમાર ૬
વાટ જુવે વાહાલાતણી ગોખે બેઠી નાર
રત્નવતી રંભા જસી નિરખા કરે હજાર ૭
વિરહઅગ્નિ છે જગતમા, (વજિ) વિશેષે વામાય
નરભમર જગ સરતજો તેણે દાઝે તસ કાય ૮
તરુણી કહે વિલોચના, યૌવન તૂ મ મ અંગ
શ લાવે નિલ તાહરે પેઠી દુખને પૂર ૯

## ઢાળ ૮ મી

(ઓ ભાગણે વિશુ રમિજો—એ દેશી)

કુવરી કહે એમ ન કીજે વિરે કરી કાયા છીજે
માજનિના વળી વળી ખીજે રે, સુણ બેહેની ૧
ગન્વી તેહ ગોરી રોને વિરહે કરી દેડી ડોને
રી । ઇદુ પાડુર બોલે રે, સુણ બેહેની ૨
ચાતિરો પાડન મન મુજ બેહેની તે સમજાય
ક લાગી એને બલાય રે, સુણ બેહેની ૩
ચાદલીના વિરહીનારી, એહ ને નમી મોહનગારી
તેણે કીધી રાતી ભારી રે, સુણ બેહેની ૪
હોય વિરહી પાડુર દેહી તસ શોભા દીજે કેહી,
તરુણો તન દુખ જેહી રે, સુણ બેહેની ૫
દીસે જે સૂકો પનાશ, નહિ પૂરો તેમ ઉદાસ,
શોકી કરેય વિશ્વાસ રે, સુણ બેહેની ૬

ઝુરે દિન ને રતડિયા, ન નિસુણે કો વાતડિયા,
ચુકે મુખ પાખડિયા જે, સુણુ બેહેની ૭
તુજ નારીના વિગેગ ચદા, તેણે તુ આદોદિ મદા,
વિરહી દુખ તન ફદા રે, સુણુ બેહેની. ૮
પદ્મનીને મનમથ પીવે, વિરહાનલ માર ઝીવે,
સહિયે બ- પેગ ઠીવે રે, સુણુ બેહેની. ૯
જેહના મન માંહી ચીચે તેહ અગ અગેતર મીંચે
પેટ દુખે આખજ ગીચ રે, સુણુ બેહેની ૧૦
અન્ન ને ઉદક નવ ભાવે, પ્રીતમ તે ક્ષણુ દિલ આવે,
બહુ દુખ જીવ જગાવે રે, સુણુ બેહેની. ૧૧
પ્રેમ પ્યારી પ્યાસ ન છીપે, વામાને વિજોગજ દીપે,
મગણુ ભણી કુણ જીપે રે, સુણુ બેહેની ૧૨
સહી કળિયુ કાઇ ન જાવે, ક્ષણુ માહી વરસ સમાવે,
કોઇ રૂઠને નાહ મનાવે રે, સુણુ બેહેની ૧૩
જેમ વેદના ધાયરી ધાવે, તે તો જનને આપ કહાવે,
કરે કેહને કહિયુ ન જાવે જે, સુણુ બેહેની ૧૪
મનડાની મનહ જાણે, જો તે આવે પ્રીતમ ટાણે,
તો સઘળી વાત વખાણે રે, સુણુ બેહેની ૧૫
વરવા છે યૌવન વેવા, લાગે જે પગ પગ દોપા
સુણી આણે આતમ રોપા રે, સુણુ બેહેની ૧૬
જેમ વેલી સુને ચિત્તે, ઉર માહિ માતડી હિતે,
કેમ રહિયે નિર્મળ નીતે રે, સુણુ બેહેની ૧૭
પરદેશે જે સહી જાગો, ત્યાહા આપણે કરિ બિહાવો,
પ્રીતમે હોવે સુખ વાવો રે, સુણુ બેહેની ૧૮
માતા ને બધવ બેહેની, માસુ સસગ જેઠ્જ જેની,
બહુ રાખતી શકા તેની જે, સુણુ બેહેની ૧૯
સુખ દુખની પ્રીતમ માને, બીજાનુ હેત ન છાને,
કહુ કેટલુ બાઇ થાને રે, સુણુ બેહેની. ૨૦
વેહેલા થઇને વિર પીજે, નાહ વિના કહો કેમ -ફીજે ?

પરાણે સખીઓ સહીઓ સહીજે રે, સુણુ બેહેની ૨૧
દીજે દેવને કેવા દોષા, ઉપજે જે હૈયે અંદોશા,
સહેવા સમગ્ના સોષા રે, સુણુ બેહેની ૨૨
નિસાસા બહુ મૂકીજે, પિયુ વિના કેમ જીજે?
નખરો નેહ વકીજે રે, સુણુ બેહેની. ૨૩
કેહને કહે આગે પોકારૂ, હટકીને મન એહ વારૂ,
કામ અનંત કિયુ ધુતારૂ રે, સુણુ બેહેની ૨૪
ભરતા વણુ એ દુઃખ ભાગે, મન તો વા'લાશુ લાગે,
વિરહ વ્યથા વાયુ વાગે રે, સુણુ બેહેની ૨૫
મેહલો એ કામનો વરશી, ફ્લી ત્યા અંકુશ ફરશી,
કુમનાણી ચમાનીરસી રે, સુણુ બેહેની ૨૬
આપ સ્વાન્થને જે સાધે, પિયુડા થકી લીના લાધે,
એ તો નેમે સવાઇ સુખ વાધે રે, સુણુ બેહેની ૨૭

## દોહરા.

માનની લાગી મોહની, મોહનભેરી વાટ,
ક્ષણુ ક્ષણુ વા'લીમ ખરખરે, ઉખરડી જ્યમ ખાટ ૧
અંગ અનંગે ઉત્રમે, નામા પાડી વાટ,
સ્મર વિરોગ વિરહામની, લાગો ઝગણુ નિરાટ ૨
મેના મીઠાઇ સક્કા, સુખડીઆરા થાટ
વા'લા વિણુ તે વીસર્યા, ધરતી જેવા ધાટ ૩
ગાહા ગૂઢા કવિતા ધર, સરસ ગીત વર નાટ,
નાહ વિહોણી નારીને, વહેલુ બારે વાટ ૪
આદરમાન મદ બોલણુ, પ્રેમ વણુજનુ હાટ,
વા'લમ વિણ તે વીસર્યા, દિનતી ગહેગાટ ૫
હસન ખેલન પ્રેમ પતિ, યૌવન ગુણુ અનકાર
મોહનથી જળ વીછરયા, સહેરી કુતામાર ૬
કામિની કરૂણા નવ હોવે કામી ન જપે જાપ
કામી ધરમનો ગુણુ હરે, કામી કરંત આપ ૭

જો મુજ પ્રીતમ નહિ મળે, તો લઉં સંયમભાર;
એ વણ એક ન નિપજે, અણમળિયાં ભરતાર. ૮.
મનવેદન મનમાં રમે, રત્નવતી કહે એમ;
ડાબું લોચન ફરકિયું, હરખે આણ્યો ક્ષેમ. ૯.

## ઢાળ ૯ મી.

( ઉજરીઆને કઇ ગાજે હો, વાણી રાણી વડચુઇ—એ દેશી.

તન તન ફરકયુ ત્યહાં તેમ, તેમજ ફરકયા હો, સસનેહી નયન સોહામણાં;
કટિ ફરકી કુમ પ્રેમ, અધરને ફરકયા હો, સસનેહી જંઘા તેતણાં. ૧.
ત્રિલોચના કહે તામ, ત્રિહુવિગુણી અસ્ણા હો, બેની છોડી દિયો પરી;
સામુ જુવો છ આમ, ચાલો જિન યાત્રા હો, જઇએ અતિશે ખપ કરી. ૨.
સોળ કરી શણગાર, પદ્મની બહુ પ્રેમે હો, ચતુરાઇ ગજગતિ ગેલશું;
સાથે બહુ પરિવાર, હસતી રમતી રાણી હો, સાજનને નિજ મન મેળશું. ૩.
પેઠી ભુવન મઝાર, જિનવરને બહુ પ્રેમે હો, વંદન બેહુ ચોંપશું;
તું સરજ્યો કિરતાર, સાજનિયો સલણો હો, તુંહી જગગુરૂ જોપશું. ૪.
દીઠો ત્યાં ભરતાર, હરિલંકી હરિણાક્ષી હો, સસનેહી તન ધન ઉલ્લસ્યાં;
મેળ્યો સહી કિરતાર, મનહ મનોરથ હેજે હો, સસનેહે ચિત્ત આવી વસ્યા. ૫.
જાણે હૈયડલાનો હાર, મોહનીએ મદમાતી હો, જિનનું વંદન વીસર્યો;
માને સફળ સંસાર, વિરહાનળ તે કામની હો, અંગથી વહેલો નીસર્યો. ૬.
નયન સજળ સંજોગ, ધન જ્યાંહાં બહુ તૂઠ્યા હો, તન જે નવ પલ્લવ થયાં;
સુંદરી નાઠો શોગ, ભોગી સંભોગના હો, તેમ વળી દુઃખ દોહગ ગયાં. ૭.
આવી તત્ક્ષણ લાજ, ઘુંઘટને પટ ઓઢે હો, મોટે કુંવર વેધિયો;
સીધ્ધાં સઘળાં કાજ, કામણગારી તે પ્યારી હો, સંગતિ દેવ સાધિયો. ૮.
દીઠી કુંવરે નાર, મનમાંહે એમ ચિંતવે હો, જિનનું ભુવન નિહાળિને;
રખે હોવે દોષ લગાર, એણે સ્થાનકે બહુ પ્રાણીહો, શિવ ગયા પાપ પખાળિને. ૯.
ત્રિલોચના તત્કાળ, કુંવરને દીઠો નયને હો, સસનેહી સુંદર પ્રેમ તે;
વાધ્યો કામ જે વ્યાળ,અનિમિષ આંખડી જોતી હો, સસનેહે એકણ જેમતે. ૧૦.
વિહસ્યો વદન વિકાર, ઉલ્લસ્યું હૈડું હેજે હો, વધિયો પ્રેમ ત્યહાં ઘણો;
પદ્મની તે બહુ પ્યાર, તે મનશુ કરિ વરિયો હો, ધરિયો પ્રીતમ આપણો. ૧૧.

મન વચન ને કાય, લય આણી લવનાએ હો, ત્યાથી જે હાવે નહિ,
ગહિયુ દિલ લોભાય, અમૃત વર વર્ષણ હો, દર્શન દેખી ગહગહી ૧૨
નેમ કહે સુણો જાણ, કુવરીને મન વાંધ્યો હો, વસિયો રસિયો ભામની,
માણિ સુખની ખાણ, ઢાળ બોલી એ નવમી હો, વિસમી કામન કામની ૧૩.

## દોહરા.

પ્રેમ લહ્યો મન પદ્મની, રત્નવતી ભણી એમ;
કહે બેહેની કમ્બુ નર ભણી, દેખી વાધ્યો પ્રેમ ૧.
રામા રત્નવતી કહે, ગુર્જપતિ એહ મયાળ,
પામી પગર પુણ્યથી, તું યો દીનદયાળ ૨.
મન વેધાણુ માનની, ઉભી ત્યમ ચિત્રામ,
જાણી અવસ્તા જિનતણી, વહિયો બાહિર તામ ૩.
આવી માલણુ તે સમે, છાબ ભરી બહુ ફુલ,
અચરજ એક ત્યાંહા હુવુ, તે સુણજો કહું મૂલ. ૪.
છાબ ધરી નિલોચના, પ્રેમેશુ પુજત,
ફુલ મધ્ય રહી નાગણી, તે નવ જાણે તંત ૫
નાગણે ડસી નિલોચના, મુર્છાણી તતકાળ,
ગવક આવ્યા રાયના, ગોરી મુખ સમકાળ ૬.
નયન નિહાળી નરપતિ, ચિંતા ચિત્ત ધરંત,
હૈડુ ફાટે પ્રેમભર, હા હા મુખ ઉચરંત ૭
ઢંઢેરો દેવરાવિયો, આપુ આધું રાજ,
પરણાવુ વળી એહને, એમ બોલે મહારાજ. ૮

## ઢાળ ૧૦ મી

(ગેસા માગના ગીતની દેશી)

ભૂપતિ ભાપતિ હે, મંત્રીશ્વર સાંભળજો વાત,
વેહેલુને વજડાવો સચિન વર રોવને છ,
કહેજો ડંડેરો હે, પુત્રી તન સહુ અવદાત,
કુમરીને જીવાડ વાલેસર ગોરને જી ૧
ગણુવંત ગુણવંત હે, નેહનર જગમાંહે જાણ,

પરને ઉપકારીઆ પ્રેમશું કાજ કરે છ;
નર ભવ નર ભવ હે, ભલ વર તે શું જાણુ,
આપનું ને પરનું જે, નરેશ્વર ચિત્ત ધરેછ ૨.
અનુચર અનુચર હે, નવ વલ્લા શીશ નમાય,
પૂઠે ને ઢંઢેરો જે, જાલદશો ધમતો છ;
ચઉટે ચઉટે હે, બહુ નર જાણી સમજાય,
કરવાને હો કારજ મંત્રીશ્વર કરમતો છ. ૩.
ભમતો ભમતો હે, ચઉટા માંહિ કરેય પોકાર,
આવે ને હો જાવે કંઇ નર પેખવા છ;
હોંસશુ હોંસશુ હે, ત્રિક ચત્વર નૃપ લાર,
ખુશી મુખ ખલક આવ્યા ત્યહાં દેખવાછ. ૪.
આપશે આપશે હે, મહારાજા અરધલે રાજ,
જો કોઇ હો જીવતી કરે નૃપનંદની છ;
બોલિયો બોલિયો હે, સારૂં સહુ મનતણાં કાજ,
ખાંતેને પૂરે હો વાલેશ્વર આશની છ. ૫.
એમ કહી એમ કહી હે,ચઉટામાંહે તેહ ભમાય,
પળિયા હો, સહુ નિજ મંદિરે છ;
તન માંહે તનમાંહે હે, હુવાં જેહ વદન વિચ્છાય,
વાત વિચારી હો, કરે નૃપ બહુ પરે છ. ૬.
દિન વળી દિન વળી હે,બીજે તેહ શ્રીમહારાજ,
ઢંઢેરો ફેરાયો હો, જે ચોહટ ભમે છ;
બીજેને બીજેને હે, દિન ગમિયો વણુ કાજ,
નૃપને બેટીતણો હો, ચિત્ત માંહે ઘણું સમે છ. ૭.
તેમજ તેમજ હે, ત્રીજે જવ આવિયો દિહ,
રાય ઢંઢેરો ફેરાયો ચઉટા ભણી છ;
કુંવર કુંવર હે, તે હછ અકળ અબીહ,
બીડું ને ગ્રહિયું હો, મતિ તેની ઘણી છ. ૮.
કહેજો કહેજો હે, રાજાભણી તમે સહી જાય,
અરધને હો, રાજ્ય દેજો પુત્રી આપણી છ;

કરજો કરજો હે, પછી તમ મનમાં સુહાય,
વેગેને હો, સુભટે દીધી વધામણી જી. ૯.
મહીપતિ મહીપતિ હે, તૂઠ્યો જન દીનદયાળ,
આજને વૂઠ્યો હો, અમીવર મેહુલો જી;
આવ્યો આવ્યો હે, ત્યહાં કણે સોઇ કૃપાળ,
મહીપતિજી હો, આપે અતિશે આદરભલો જી. ૧૦.
જળમાં જળમાં હે, આપણું તે કાવિયું રતન,
રાજનની હો કુંવરી ત્યહાં જીવતી થઇ જી;
નેમ નેમ હે, વિજય કહે સાંભળો વાત,
દહી દારિદ્ર દેહથી આપદ ગઇ જી. ૧૧.

## દોહરા.

પાયું પાણી પૂમડે, ચેતન થયું શરીર;
મૂર્છા કુંવરી ઉતરી, નાખ્યો શીત સમીર. ૧.
દેખી નયને નરભણી, ઉલસ્યાં નયન ચકોર,
દૈવે વરિયો દેખિયો, કાળજા કેરી કોર. ૨.
રત્નવતીનો રમણ એ, મુજ પતિ એહ મહંત;
પામી પૂરણ પ્રેમથી, ગરવો ને ગુણવંત. ૩.
રાજા રંગે રતિ કરે, બોલ્યો મધુરી વાણિ,
પરણો પદ્મની પ્રેમશુ, હૈડે હિત બહુ આણિ. ૪.
કહે કુંવર સુણો રાજવી, જાતિ કુળ નવ પાય;
આણે કરી પરણે નહિ, કીધા કોડ ઉપાય. ૫.
રત્નવતી ત્યાંહાં રમણકો, નિસુણે અવધિવૃત્તંત;
જૂઠું પ્રીતમ કયમ ચવે, અજાણ થઇ અસંત. ૬.
રાજાને જઇ વીનવે, મુજપતિ એ ગુણ ખાણિ,
આજ મળ્યો સહી વીછડ્યો, આણ્યો કરમે તાણિ. ૭.

## ઢાળ ૧૧ મી.

( મૃગાનેણી થારે હે કારણે—એ દેશી )

માહિબ તારે કારણે, મેં તો જોયા દેશ વિદેશ,

રાયના કુંવર નામ છે, વચન ન લોપિયે
હું જાઉં તુમચે ભામણે, મે તો મીનલા બહુલ અદીન,
રાયના કુંવર વાંક છે, વચન ન લોપિયે ૧
ભૂપતિ મુખશું એમ ભણે, પરણી જે પદમની પ્રેમ રાયના૦
મોટાના વચન હુમ ન, તેનો ભ્રમ કરી બાજિને એમ રાયના૦ ૨
કુંવરી લીના હે તાહરી, મે તો જોઇ છે નયન નિહાળી રાયના૦
વાચા ગહન હે તાહરી, તે તો પૂરવ પ્રેમે કૃપાળી નાથ રાયના૦ ૩
તતક્ષણ જોવા રે તેડિયા, લીધા લગન ગોભાય, રાયના૦
ગણુક રે જ્યોતિર જો જો વળી ત્રિજાણા વેધમવિજાય રાયના૦ ૪
ઉત્તમ લગ્ન છે પાપને, જેણે થાપિયા તન ગણેશ રાયના૦
પાપ વદીને હુ મરતી, વર પેહેરિયા ગોરીએ વેશ રાયના૦ ૫
ઉગમણા કરે હે કુમારને, ગાય તે ગોરી નનનના ગાન રાયના૦
મેરડે અબર રે માયનો, ઘણ નાગતો શુભે ગુણવાન રાયના૦
પરણિયો પ્રેમે પિયુ રમણી, કરે કરમૂમમણ તોર રાયના૦
અધિપતિ નેટે આપિયા, હયવર ગજવર સાર રાયના૦ ૭
આપિના સહસ્ર રે ગજવરા, સુર સુધા ગોરાય રાયના૦
સાત સહસ્ર હય આપિયા, જાતિલા સબળ દીપાર. રાયના૦ ૮
ગેન્દ્ર તળાઇ હે કોન્દ્ર તેમ દીપિ ા થાળી બનાય રાયના૦
ભૂષણ મણિનાં રેજે જડ્યા, કઇ દીધના પરમ પમાય. રાયના૦ ૯
વર વધુ છેડા હે બાંધિયા, પહોચાડ્યા ભવન મોઝાર રાયના૦
રત્નવતી નેહે સાધિયા બેહુ મળિયા કુંવર કુમાર રાયના૦ ૧૦
નયન સુ ત્નનો રે સુધાનિનો, માંરો મા' રે હરખ ધરાય રાયના૦
નેમવિજય કહે નેહશું સહુ પામે પુણ્ય પમાય. રાયના૦ ૧૧

### દોહરા.

રત્નવતી રગે તત, પ્રેમે પિયુ ભણી આમ
મિરહે વાલા વીનજે, ાય પિાનણુ નામ ૧
વાટ જોતી બહુ વલ્લભા કળ આવેશે કંત
પરમેશ્વર મેળો સુપરે, નધો ક ાાનત ૨

માહિમ ઉપર સન્યાં, પરગટ કર્યા વિલાપ.
કામન્ત કમ જાતિ કે, આવી કીધ અનાપ ૩
ગખી નીચક સુન્ન એ,હજે પુન આ.ગો આપ
નારી કરી મુનિ રતે, સાત નરક સયાપ ૪
ગાય ભણી આવી કહ્યો, મનો કુરન્ત,
કામન્તને નૃપ કર્યો, ધુરત ધનનો અત. ૫
નાખ્યો પં જન્ જ યશ, થાપ્યો દુખને થાન
પુણ્ય કર્યું પહેલે ભવે, પામી ઉત્તમ માન ૬
કુંવર સુણી કૌતક ઘણો, જોજો કરમનો ખેલ,
રંગ રસ કરતા જનમની, અનુભવતા દિન કેર ૭

## ઢાળ ૧૨ મી.

( પીઆરી પાપી આગા દેય રાખ્યા—એ દેશી )

( ઓ સખી કરો ય. કે ગાગે આગી ઘર —એ દેશી )

પ્રાત સમે તે કુમાર કે, રાયપે આવિયો રે, રાયપે૦
રાય મનો દરબાર કે, સજ્જન ભાવિયો રે સજ્જન૦ ૧
આપ થયો અનુકૂળ કે કુંવર દેખી કરી રે કુંવર૦
લાવણ્ય રૂપ અનૂપ કે, જગ શોભા વરી રે જગ૦ ૨
ભૂપ કહે ભૂપાળ કે, મન મીઠ કરી રે, મન૦
માગો આપણે મન કે, હોસ હોવે પરી રે હોસ૦ ૩
કુંવર કહે મહારાજ કે, કેણુ એક કીજિયે રે કેણુ૦
આપો એ ગે૦ આજ કે, વેણ પતીજિયે રે વેણ૦ ૪
અમ મન એહજ હુસ કે, સુસ કરી કહુ રે સુસ૦
ગાને વચન જે પુસ કે, પસાય એહ દુલ રે પસાય૦ ૫
રાય કહે સુણો દેવ કે, મત તમે માગજો રે, મત૦
પાપી દુષ્ટ છે દેવ રે, મનશું તે માનજો રે મન૦ ૬
દારિયાવદિનો અંત કે, દુ એને કરૂ રે દુ એને૦
પાપી પાપ દુરત કે, એ ફળ એ ધરૂ રે એ ફળ૦ ૭
વિનતી વિવિધ પ્રકાર કે ભૂપ આજ્ઞા લહી રે, ભૂપ૦

કાઢ્યો પંજર બાર કે, કુંવરે ત્યાંહા વરી રે કુંવરે૦ ૮
રાય કહે મત લાવો કે, નજરે એ માહરી રે, નજરે૦
કાઢનો દઇ સહુ નય કે, ઉગ્યો મતિ તાહરી રે ઉગ્યો૦ ૯
દીધાં પ્રવહણ જેહ કે, ધન મહુ આપિયો રે, ધન૦
શેઠ ચિંતે ધન્ય એહ કે, પર ઉપગારિયો રે પર૦ ૧૦
આપણ લીધું તેહ કે, દીધું સંભાળીને રે, દીધું૦
કુંવરે વર્યો જસ નેહ કે, ભાગ નિહાળીને રે ભાગ૦ ૧૧
રાખિયો નગરમાં શેઠ કે, ગજન વીનવે રે, ગજન૦
આણીને શુભ દેહ કે, કરણા અભિનવે રે કરણા૦ ૧૨
પ્રીતિમતી નિજ નાર કે, વસુમતી કન્યકા રે, વસુ૦
મોહનમંજરી નાર કે, રતનવતી જિકા રે રતનવતી૦ ૧૩
કામવતી પ્રિય તેમ કે, લીલાવતી ભલી રે, લીલાવતી૦
હંસાવળી બહુ પ્રેમ કે, રતિસુંદરી વળી રે. રતિસુન્દરી૦ ૧૪
આઠે આપણી પ્રિય કે, મેળી ત્યાંહા ઠણે રે, મેળી૦
નવમી ત્રિલોચના પ્રિય કે, નિરખે ક્ષણે ક્ષણે રે નિરખે૦ ૧૫
હય ગજના જે જૂથ કે, પાર ન પામિયે રે, પાર૦
અનગતણી જ્યા ઓથ કે, દુખ મહુ વામિયે રે દુખ૦ ૧૬
વિલસે સુખ સંસાર કે, ભોગ પુરંદરા રે, ભોગ૦
સફળ કરે સંસાર કે, નરનારી વગ રે નર૦ ૧૭
નેમવિજય કહે એમ કે, આગે કથા ઘણી રે, આગે૦
શીલવતી અધિકાર કે, સરસ શ્રોતા ભણી રે. સરસ૦ ૧૮

इति श्री शीलवती महासती चरित्रे चतुर्थ खंड समाप्त. ॥ ४ ॥

# ખંડ ૫ મો.

———:x:———

## દોહરા.

પરમ જ્યોતિ પ્રકાશ કર, આદિ ન જેનો અંત,
ચિદાનંદ અરિહંત ભવિક, શિવદાયી શુભમંત. ૧.
અંધકાર આઠે હર્યા, અશરીરી અર્હંત.
ગરિબનિવાજ ગોડી ધણી, ભયભંજન ભગવંત. ૨.
પ્રણુમી પદકજ તેહના, આતમ ભાવ વિશુદ્ધ;
તિલક વિજય સદગુરૂ નમું, કરજો સિદ્ધ ને બુદ્ધ, ૩.
હેમ ખેમ સુખકારિણી, વારતી દુઃખ દુરંત;
હું પ્રણુમું પ્રેમેકરી, ભારતી ! ટાલણુ ભ્રાંત. ૪.
ભવિયા ! ભાવો ભાવશુ, શીલવતી સંબંધ;
જેતી વીતી વારતા, પ્રેમે કહું પ્રબંધ. ૫.
ચંદ્રયુમના સંગથી, ગોરી ગરભા ધરેય;
દિન દિન તેજ વધે ઘણું, સોહે વિવિધ પેર તેય. ૬.
માસ દાસી વિવિધ પેર, જોતી છિદ્રહ જાસ;
વાત કરે નિશદિન હસી, (રે) ગર્ભે બીજે માસ. ૭.
સુંદરી સાથ સહેલિયાં, કરતી સેવ પંચાશ;
શીલવતીની ઓળગે, ધરતી હિયે ઉલ્લાસ. ૮.
એક દિન બેઠી મેહેલમેં, સહિયાં સાથ મેળાય;
સાસુ નિરખે નજર ભરી, એમ ચિંતે તેણે ઠાય. ૯.

## ઢાળ ૧ લી.

( ચુનડીની દેશી. )

રત્નાવળી ચિત ચિંતવે, એહ દીસે કવણુ વિચાર રે;
વહુઅર થઇ જે સગર્ભિણી, અકળ થયો એ વિકાર રે. ૧.
સહિ સહેલી કહેસ્વામિની સુણો, તુમચો ઘર પેઠો પયાળ રે
સાત ચોકી ઘર બંધિયું, જેણે ચઢિયું કલંક કંકાલ રે. સહિ૦ ૨.
રાજભુવનને સંકુલે, ઇહાં કેમ થયું એ અધિકામ રે,

ચાચરડે ચોકી છે ઘણી, જ્યાં પુરૂપ ન દીસે ઠામ રે. સહિ૦ ૩.
તિણમાંહિ એક જે ઇમ કહે, મેં તો તુજને કહ્યું સમજાય રે;
તોય તમે માન્યું નહિ, હવે દેખિયાં આવ્યો દાય રે. સહિ૦ ૪.
પ્રથમ મારો સુણો પદ્મિની, ઘણું ગૈરપણું લહે અંગ રે;
કરપદ ને તેમ અંગુલિ, સુણો તેજ વધે તેણે સંગ રે. સહિ૦ ૫.
બીજે માસે હોય માનની, કરપદ જંઘા જે ગ્યૂળ રે;
તગતગ મુખ અતિ મરકલે, વળી હોવે કંઠ અમૂલ રે, સહિ૦ ૬.
ત્રીજે માસ ત્યમ તારૂણી, આંખડલી ભારે હોય રે;
ચોથે ચતુરા ગતિ પાલટે, દેહે સાસ ભરાયે સોય રે. સહિ૦ ૭.
પોઢમાસે પોહોતી પાંચમે, ઉલ્લસે હૃદય સ્તન આપ રે;
યૌવન પ્રૌઢ યુવતી લહે, કામે કઠણતા વ્યાપે તાપ રે. સહિ૦ ૮.
છઠ્ઠ છયલને છેતરે, તેમ કરે તરે ભાગે તો અંગ રે;
ચેહેન પુરૂષની સંગ તે, કરતી બહુ નવા ઢંગ રે. સહિ૦ ૯.
સુંદરી પહોતી જવ સાતમે, માસે હોવે પાંડુર કાય રે;
અન્ન ઉદક નવિ રૂચે, દોહલા લહે તેણે ઠાય રે. સહિ૦ ૧૦.
ગાત્ર ભંગ હોવે આઠમે, સખિ વચન ત્યાં ન સુહાય રે;
નવમે કામની રતિ લાભે નહિ, દશમે દુર્બળ થાય રે. સહિ૦ ૧૧.
ઓળખી આપણી મતિ થકી, મેં તો થાંને કહ્યું તવ આય રે;
માન્યું ન મતિ આપની, તો તે દેખો હવે જે થાય રે. સહિ૦ ૧૨.
કાજ વિચારી કીજિયે, સહિ રાખિયે તો કુળ લાજ રે;
પસતાવો અવિચારિયે, નવ નીકળે મુખથી અવાજ રે. સહિ૦ ૧૩.
ફરી ફરી નિરખતી લોચને, મનમાંહે હોયે બહુ પન્ન રે;
હા હા રે દૈવે કર્યું કિશું, એણે એહ બિગાડિયું તન રે. સહિ૦ ૧૪.
વચને કરી નૃપ વીનવ્યો, તમ વહુએ નિપાયું કાજ રે;
ચેતો ચેતો નૃપ ચિત્તમાં, ટાળી છે એણે તમ લાજ રે. સહિ૦ ૧૫.
બીતર જોવે ભૂપતિ ઘણું, વિલખો હુઓ વપુ રાય રે;
ક્રોધાનળે કરી પૂરિયો, નિષ્ઠુર ચિંતે તેણે ઠાય રે. સહિ૦ ૧૬.
શીલવતી તે સતી સાંભળી, પેહેલાં થકી નિરમળું નામ રે;
નેમવિજય કહે ખંડ પાંચમે, પેહેલી ઢાળ સુકામ રે. સહિ૦ ૧૭.

### દોહરા.

ભૂપતિ ચિંતે ચિત્તમેં, એ થયો કવણ વિચાર;
નૃપકુળ કલંક ચઢાવિયું, શું કીજે એણે નાર. ૧.
આંખ દુખે જો આપણી, તો કહો કેમ કઢાય ?
પ્રગટ કરતાં વાત એ, લોકે ગાળ ગવાય; ૨.
છાની રાખી એહને, પ્રસવે પુત્ર જે વાર,
તે પૂહળ દેયે હણી, કરવો એહ પ્રકાર. ૩.
રાજન ચિંતે રાણીને, બોલે એવી વાણ;
સત્ય નવા દિસે સુંદરી, ગરભતણા સહી નાણ. ૪.
રત્નાવળી કહે રાજવી, એમાં તું મતિ ભૂલ,
રાજમંદિર ધણું આકરાં, એ નારી એવાં શૂળ. ૫.

### ઢાળ ૨ જી.

( વૈરાગી થયો—એ દેશી. )

સશંકિત થઇ સુંદરી રે. ઇલાપતિને બોલાય રે;
વધૂ રૂપે એહ વ્યંતરી રે, કુલ ખાંપણ તમ આય રે. ૧.
શીલવતી સતી, જો જો કરમ વિકાર રે;
વાત ન એ બૂઝતી રે, વરવો વિષ સંસાર રે. શીલ૦ ૨.
રોષ ભરી ચિત્ત ચિંતવે રે. કીજે કેહો ઉપાય રે;
પાપથકી બીહીતી નથી રે, મરણને સજ થાય રે. શીલ૦ ૩.
આવી સાસુ વહુ કનેરે, ઇંદ્રી જોવાની આશ રે;
ગરભ સહિત ગોરી લહી રે, મૂકે મુખ નિઃશ્વાસ રે. શીલ૦ ૪.
પતિ મળ્યો કુણ તો ભણી રે, ગરભ રહ્યો કિણસંગ રે;
તમ પુત્ર વિના કુણ માહરે રે, કો નવ લાગે અંગ રે. શીલ૦ ૫.
પુત્ર ગયો પરદેશડે રે. કૂડી કૂડું મ ભાખ રે;
શીલ લહ્યું સહી તાહરૂં રે, નિપુણતા હૈડે રાખ રે. શીલ૦ ૬.
પતિ આપીજે પ્રેમદા રે, સહી નાણી લે આપરે;
દાખે સાસુ હરખશુ રે, જોયા દઢ કરી થાપ રે. શીલ૦ ૭.
અરહું પરહું નિરખતાં રે, બિંદલી દીઠી તેહ રે;

શીલવતીના નામની રે, મોકલી પેહેલાં જેહ રે; શીલ૦ ૮.
ભૂષણ દેખી ભામની રે, દંભ ધર્યો દિલમાંય રે;
પરવિના એ કૃત નહિ રે, દેખીને દિલ દાહ રે. શીલ૦ ૯.

રાજા તેડી ભૃત્યને કહે રે, તેડી વાત એકાંત રે;
વનહુ તે લાવો તમે રે, નાગ હોયે દુરદાંત રે. શીલ૦ ૧૦.

આણ્યો અજગર આકરો જે, કુંભ માંહિ સુડવેય;
પ્રાણ કાઢે ફુંકારવે રે, ડંક તો કહા કહેય રે. શીલ૦ ૧૧.

આણી મૂક્યો મંદિરે રે, બોલાવી તે બાળ રે;
સાસુ કહે લાવ્યો વહુ રે, ઇંણુ ભાંડે પુષ્પ માળ રે. શીલ૦ ૧૨.

ગણી નોકાર ઊભી થઇ રે, ઉઘાડયો મુખ તાસ રે;
સાપ ફીટી માળા થઇ રે, સુરભિ અનોપમ જાસ રે. શીલ૦ ૧૩.

જોજો શીલ પ્રભાવથી રે, સુર સારે બહુ સેવ રે;
કીધાં કર્મ મૂકે નહિ રે, જો મળે દેવના દેવ રે. શીલ૦ ૧૪.

શીલે આપદ સહુ ટળે રે, શીલ થકી સુખ વાસ રે;
ઢાળ બીજી ખંડ પાંચમે રે, નેમ લહે મન આશ રે. શીલ૦ ૧૫.

## દોહરા.

ચમત્કાર નૃપ ઉપનો, શીલવતી ગુણ ગેહ;
જૂઠું કહી એ નવ બચે, દિલ રંજન સુખ દેહ. ૧.

કાળ સાલે કહો કેમ રહે, જો ન હોય શીલ રેણ;
ગુણવંતી એ ગોરડી, સહુ દેખે જો સેણ. ૨.

રત્નમાળા કહે રાજવી, એની વાત મ તાણ;
દોકુળ કલંક લગાડિયું, પાપતણી એ ખાણ. ૩.

મુજથી ન મરે એ વહુ, ભૂપ કહે સુખ વાત;
એમ કહી સભાએ આવિયો, રાણી ઘાલે ગાત. ૪.

જોજો સુખ ક્ષણ કારણે, જેણે ઉપાયું કલંક;
રાય શોભા કયમ પામશે, જે હુતા નિકલંક. ૫.

ઢાળ ૩ ૭.

('સુડલા સંદેશો કહેજે મારા પૂજ્યને રે—એ દેશી)

સંશય ઉત્તમને ચિત્ત ઉપનો રે,
લક્ષણ સતીના એહ છે સાર રે.
જૂઠે પણ રાણી મન માને નહી રે,
નિરખની નયણે વારંવાર રે ૧.
શીલવતી અતિયાં માંહી શિરોમણી રે,
સાખી કીધા નાગકુમાર રે;
તોયે મારૂં મન બહુ આમળે રે,
કૂડો એહ છે સંસાર રે. શીલવતી૦ ૨.
લોકના અપવાદ ભયથકી ગજવીર,
ભય કરતા સહુ પરિવાર રે,
બીજો ઉપાય કરે બાલા મારવા રે,
લખના રેખ નહિય લગાર રે. શીલવતી૦ ૩.
વારૂ વજનાગ જેણે આણિયો રે,
બનાવ્યો ભામનીએ ત્યાહા તેમ રે.
ખાધું વિષ અમૃતની પેરે જર્યું રે,
સતીના આતમને થયું ક્ષેમ રે. શીલવતી૦ ૪.
રાણી ચિંતે પાપણી મુઇ નહિ રે,
એતો વિષ આછું નહિ જોર રે;
ગોમલ આણ્યો તતક્ષણ રાણીએ રે,
તેલ મર્દન કર્યો ઘનઘોર રે. શીલવતી. ૫.
જેમ જેમ ખાયે વિષ બાલી જોરના રે,
તેમ તેમ વાધે દૂણો તન તેજ રે.
નિરખે નારી શુભતા આદરે રે,
રતનમાળાને ન વધે હેજ રે. શીલવતી૦ ૬.
જેણે ગંધે પ્રાણ તજે પ્રાણિયા રે,
વેગથીકી હણિયે પંખીઆ વ્યોમ રે,

એહવી આમણુ છે જેહ આકરી રે,
હોવે પંચેંદ્રી જિહાં કિણુ હોમ રે. શીલવતી૦ ૭.
આણ્યો કાળકૂટ તતખીણુ તારણી રે,
દીઠો શીલવતીએ તામ રે;
સહી નાણી કરી એહ ઓળખ્યો રે,
હા હા કયા કરમનાં કામ રે. શીલવતી૦ ૮.

આવ્યું મરણુ એ માનની ઢુંકડું રે,
અપી અપી દેવતણા દહાં ભાગ રે;
કીધાં આપણુ તે ઉદયે આવિયાં રે,
કોઇ કઠિન બંધનના યોગ રે. શીલવતી૦ ૯.
કીધો કામની ઘૃત સંસ્કારતે રે,
તરત વધારિયો તેલે આપ રે;
કહે તવ સાસુ વહુ તમે ખાઇજે રે,
કીધું ભેષજ અનુપમ મેળાપ રે. શીલવતી૦ ૧૦.

સાસુની સાખે શીલવતી સતી રે,
દિનપતિ સામી ઊભી રહી હોઇ રે;
ગણી નવકાર જે રાણી ભાવશુ રે,
સૂધો શીલજી મુજને સુખ દેઇ રે. શીલવતી૦ ૧૧.

ચંદ્રગુપ્ત વિના અવર જો માહરે રે,
મન વચને કાયા સંભાર રે;
કાંઇ મનમાંહિ વિશ્લેપતા જો હોવે રે,
તો કાયા થજો સહુ જળ છાર રે. શીલવતી૦ ૧૨.
ખાધું વિષમ વિષ અતિ પાકુયો રે,
પસર્યું અંગે અમીય સમાન રે;
વામાને વિષ તે હળાહળ વીસમ્યું રે,
જોજો શીલ રયણુ પરધાન રે. શીલવતી૦ ૧૩.
જાણ્યું સઘળું ત્યહાં તેણે રાઉલે રે,
વાધ્યો મનમાંહી બહુ પ્રેમ રે;

સતિયાં શિરોમણિ શીલવતી સતી રે,
સોળે વાલે કરીને હેમ રે. શીલવતી૦ ૧૪.
નેમવિજય કહે ખંડ એ પાંચમી રે,
ત્રીજી એહ છે ઢળકતી ઢાળ રે;
શીલ પ્રભાવે સુખ હોય અંગમાં રે,
ટાળ્યો દુઃખ દોહગ જંજાળ રે. શીલવતી૦ ૧૫.

## દોહરા.

રત્નાવળી કહે રાયને, કૂડ કપટ ભંડાર;
કો મતિ સાંસો એહને, એ કુળ ખંપણકાર. ૧.
નારી ચરિત્રની કોથળી, અલીક જે ભાપણહાર;
જનમથકી જૂઠી સહી, ધિઃક એનો અવતાર. ૨.
પરનરશુ રાતી જિકા, તેને બહુ સહી નાણુ;
સાજા હોઠ ઉત્તર ઘણા, કેમ ન જાણો જાણુ? ૩.
તે મારે વેગા થઇ, શામ પહેરાવો વેપ;
મૂકો પીહર વાટડી, કરજો સીમ પ્રવેશ. ૪.
રાણી કહેણે રાજવી, કીધો તે પરપંચ;
કૃષ્ણ ગલિત રંગી જિકે, સઘળો મેળ્યો સંચ. ૫.

## ઢાળ ૪ થી.

( શેત્રુંજે ઋષભ સમોસર્યા, ભલા ગુણ ભર્યા રે—એ દેશી. )

કાળાં અંબર પેહેરિયાં, કાળે કિયાં રે,
કાળા જોતર્યા બેલ, કરમે વિટંબણા રે;
રૂદન કરે રામા ઘણું, દુઃખ મનતણું રે,
છેતરી તેં મુજ છેલ, કરમ વિટંબણા રે. ૧.
રાયે સુભટ જે મોકલ્યા, મન ખળભળ્યા રે,
દિલમાંહે દિલગીર, કરમ વિટંબણા રે;
હા હા સતીને કહેવું, દુઃખ એહવું રે,
નયણે વહે ત્યમ નીર, કરમ વિટંબણા રે. ૨.
માતા કાંઇ જનમિયા, અતિ પાપિયા રે,

કરતા નર બહુ શોક, કરમ વિટંબણા રે;
સતીવ ભાગી દુઃખ દાખવા, સદી રાખવા રે,
દુર્ગતિનાં ફળ રોક, કરમ વિટંબણા રે. ૩.
આવેચગ તેને વાગી, એકેંદ્રીતણી રે,
બેંદ્રી બહુલ મંઝાર, કરમ વિટંબણા રે:
તેંદ્રી ચોરેંદ્રી બહુ કહી, દયે રહી રે,
પંચેંદ્રી પાપ અપાર, કરમ વિટંબણા રે. ૪.
જ્યમ ત્યમ જીવને જે હણે, પાપ નવ ગણે રે,
જાવે નરકે ઘોર, કરમ વિટંબણા રે:
સાધુ જો હત્યા આદરે, સાતમી જાય રે,
જાવે નિગોદે જોર, કરમ વિટંબણા રે. ૫.
સતીને ઘાતે પ્રાણીએ, એમ જાણિયે રે,
રુલિયે અનંત સંસાર, કરમ વિટંબણા રે:
ભાવક તેને ભવતણી, શિવ અવગણી રે,
જાય કુખે અવતાર, કરમ વિટંબણા રે. ૬.
તો અમે મૂકશું એહને, વન ખંડમાં રે,
મારશે વનચર જીવ, કરમ વિટંબણા રે:
અમને કાં સરજાવિયાં, નીચ ફળ આવિયા રે,
એમ કરતાં બહુ રીવ, કરમ વિટંબણા રે. ૭.
ધીજે શુદ્ધિ ઉતરી, નવી પાંતરી રે,
તોયે ન માની વાત, કરમ વિટંબણા રે:
રાજન કુળ પાપી સહુ, દિલમાં ડરે રે,
કરવા ચલ્યા કૂટઘાત, કરમ વિટંબણા રે. ૮.
બેસારી રથ ઉપરે, રજની ભરે રે,
સુભટ લે ચાલ્યા જાય, કરમ વિટંબણા રે:
આતમ આપણો નિંદતા, હા હા બોલતા રે,
હા હા શું તમ માય, કરમ વિટંબણા રે. ૯.
રાયની આણ છે એહવી, સુણો જેહવી રે,
મૂકજો વનહ મઝાર, કરમ વિટંબણા રે:

પણ અમે મુકું નહીં, તમને સહી રે,
એમ કહી રોતો જાય, કરમ વિટંબણા રે. ૧૦.
અંગદેશ ચંપાપુરી, બહુ ગુણ ભરી રે;
સરોવરકેરે તીર, કરમ વિટંબણા રે;
મૂકીને પાછા વળ્યા, ચર કુંજલ ચલ્યા રે,
હેજે હૈયડલે હીર, કરમ વિટંબણા રે. ૧૧.
એકલી સતી મન દૂમણી, કહે જન ભણી રે,
શાં એ કરમ અઘોર, કરમ વિટંબણા રે;
એણે ભવે પામી હું ઇહાં, જાઉં કયહાં રે,
હૃદય ન ફાટે કઠોર, કરમ વિટંબણા રે. ૧૨.
જાણું ન જાણે કે વળી, થઇ જેટલી રે,
કરમતણી જે કથાય, કરમ વિટંબણા રે;
નિરદૂષણ દૂષણ લહું, ન જાયે કહ્યું રે,
લોકમાં ભરમ ભમાય, કરમ વિટંબણા રે. ૧૩.
આવ્યાં એ કુણ ભવતણાં, પાપજ ઘણાં રે,
હૈયે દુઃખ ન માય, કરમ વિટંબણા રે;
પંચમાંહી પરગટ કરી, દોષે ભરી રે,
મુખ દેખાડું શું માય, કરમ વિટંબણા રે. ૧૪.
વેરણ સાસુ ઇહાં લહી, એ તો સહી રે,
પૂરવ પાપને યોગ, કરમ વિટંબણા રે;
કીધા પૂરવ સુપેરે રે, તે તો પેરે પેરે રે,
ભોગવવા તેહજ ભોગ, કરમ વિટંબણા રે. ૧૫.
એમ કહી તે ભૂમિ પડે, બહુ લડથડે રે,
પામી ઘન તન પીડ, કરમ વિટંબણા રે;
વાયે સચેતન ચેતના, કરી અંગના રે,
જોબન જલધી ઝુડ, કરમ વિટંબણા રે. ૧૬.
અયિ અયિ દેવ એ માહરી, ગતિ તાહરી રે,
શીખવી કેવી એહ, કરમ વિટંબણા રે;

અવગુણ કીધા માહરો, દોષ ન તાહરો રે,
દીધા દૈવે છેહ, કરમ વિટંબણા રે. ૧૭.
રોવે અતિ આક્રંદ કરે, શૂન્યતા ધરે રે,
વળિ વળિ મૂર્ચ્છા લહંત, કરમ વિટંબણા રે;
સાસુ સસરા પેખતાં દુઃખ દેખતાં રે,
બોલતી મધુરી વાણ, કરમ વિટંબણા રે. ૧૮.
સતિય લહે એમ મન થકી, દુઃખમાં છકી રે,
પામું ક્યહાં સુખ ખાણિ, કરમ વિટંબણા રે,
મારગમાં મઇ નહીં, આવી વહી રે,
આણી કરમ તાણિ, કરમ વિટંબણા રે. ૧૯.
વર પીહર માતા વસે, પુત્રી હસે રે,
જાઉં તેહની પાસ, કરમ વિટંબણા રે;
તેણે હતી સુખ સંપદા, ટળે આપદા રે,
હોશે હૈયડલે ઉલ્લાસ, કરમ વિટંબણા રે. ૨૦.
એમ ચિંતવી વળી રાણીએ, ગુણ ખાણીએ રે,
હોયે દુઃખની હાણ, કરમ વિટંબણા રે;
સરસ ઢાળ ચોથી હવી, નેમે કવી રે,
સુણજો શ્રોતા સુજાણ, કરમ વિટંબણા રે. ૨૧.

## દોહરા.

વાહાલા વાહાલી હું હતી, પ્રાણતણા પ્રતિપાળ;
તુજ વણુ ક્ષણ એ દોહલો, દેખું દુઃખ વિકરાળ. ૧.
નિકલંકી કલંકી તમે, આણી તમ કુળ ખોટ;
મુખ કયી પેર દાખશો, પાપતણી ધરી પોટ. ૨.
શીલવની હવે સંચરે, તે ઉખરડી વાટ;
રૂધિર ઝરે પદકંજથી, નાણે તોય ઉચાટ. ૩.
લડથડતી પડતી થકી, આવી સરોવર પાળિ;
પણિહારી પાણી ભરે, સરવે નહિ નિહાળિ. ૪.

કેઈ કહે દેવી વનતણી, શીલવતી કહે કેઇ;
કેઇ કહે નાગકુમારિકા, દીસે અકળ અભેઇ. ૫.
જાણી નહીં કેણે જુવતી, બેઠી તરૂવર હેઠ;
અશ્વ પિયે ભટ રાઉલા, આવી તેહને દેઠ. ૬.
બોલાવી બહુ માનશુ, માતા કહો સરૂપ;
શીલવતી કહે સાંભળો, કહું જે પૂછે ભૂપ. ૭.

## ઢાળ ૫ મી.

( સુરંગી સુંદરી—એ દેશી )

ભટ જઇ તત્ક્ષણ ભૂપને, વિનવ્યો વચન વિશેષ; રંગીલા રાજવી.
શીલવતી આવી સતી, વિધિનો લેખને વેષ. રંગીલા૦ ૧.
કાળે કપડે કામની, ગરભ સહિત ગુણખાણ; રંગીલા૦
એકલડી ઊભી ઇહાં, સરોવર તીર સયાણ. રંગીલા૦ ૨.
મેહેર કરીને મહિપતિ, માનની તેડો મહેલ; રંગીલા૦
કરૂણાએ કૃપા કરી, અંગી કરો અમ ટહેલ. રંગીલા૦ ૩.
ઉપમા કોઈ આપે નહિ, શીલવતી સુપવિત્ત, રંગીલા૦
દેખો દર્શન દેવ જી, નમતાં નિર્મળ ચિત્ત. રંગીલા૦ ૪.
ઓળવિયે નહિ આપણું, આણી મન ઉછરંગ; રંગીલા૦
સાસરડે સુખ નવ સહ્યું, અંગના પાવક અંગ. રંગીલા૦ ૫,
આણો મંદિર આપણે, રાય તજી દિલ રીસ; રંગીલા૦
બેટી વહાલી બાપને, વીનવું વિશવા વીશ. રંગીલા૦ ૬.
આરતી ટાળો એહની, કરિયે ન કોઇ કહેણ; રંગીલા૦
આવી તે શરણે આપણે, લીજે સાહિબ લહેણ. રંગીલા૦ ૭.
અતિ સુંદર તમ અંગજા, ધર્મ તણો જે વાસ; રંગીલા૦
અબળા સેવે એકલી, નરતા મૂકે નિઃશ્વાસ. રંગીલા૦ ૮.
સૌભાગ્ય સુંદરી તવ સુણે, અંગજનો અધિકાર; રંગીલા૦
વિલખી થઇ વામાંગના, આણુતી ઉર્દ્દ્રાસ ઉદાર. રંગીલા૦ ૯.
બોલાવિયે કિણ વિધે, આવી કિણ વિધે એથ, રંગીલા૦
કલંક નીપાયું એ કુંવરી, જગતીલાંછન જેથ. રંગીલા૦ ૧૦

તો હું કયમ તસ તાતને, વદશી એ શખણ વાચ; રંગીલા૦
લલના લીલા લાંછને, કીધું કરમે કાજ. રંગીલા૦ ૧૧.
ભૂપતિ કહે પૂછો ભલો, સાસરિયાંશું વૃત્તંત; રંગીલા૦
સાસરીએ જો સુંદરી, આપિયો કયમ કરી અંત. રંગીલા૦ ૧૨,
સિંહરથને વહાલી સુણી, છટકી દેખાડયો કયું છેહ? રંગીલા૦
આણું મંદિર એહને, ન રહે તેહશું નેહ. રંગીલા૦ ૧૩.
નૃપ લાંચ્છન એણે મનડે, રંગે ન ગેહે રખાય; રંગીલા૦
લોક ઓળંભા લખ લહું, લંપટ લાજ ગમાય. રંગીલા૦ ૧૪.
સુભટે જઈ સુંદરી, બોલે બાળ બોલાય; રંગીલા૦
શાતા કહો સહુ અમભણી, કરમતણી એ કથાય. રંગીલા૦ ૧૫.
સાહસવંત સતી વદે, પૂછે ભૂપતિ તેડ; રંગીલા૦
તો આખું સહુ મનતણી, જલમ જ જીરી જેડ. રંગીલા૦ ૧૬.
બાંધવ સુણો મુજ બોલડા, તમ આગે ન કહાય; રંગીલા૦
રાઝી હોવે જો રાજવી, પ્રેમે કીજે પસાય. રંગીલા૦ ૧૭
ભૂપતિ કહિયું ભાવશું, સાંભળવા સત્ય વેણ; રંગીલા૦
પાંચમી ઢાળ ખંડ પાંચમે, નેમે તે સારા સેણ. રંગીલા૦ ૧૮.

## દોહરા.

સુભટ જઈ ભૂપતિ ભણી, કહિયું બે કર જોડ;
સહજ સલૂણી સુંદરી, એમાં ન કાટે ખોડ. ૧.
મયા કરી મહારાજવી, તેડો તરૂણી આમ;
લાજ વધે કુળ બેતણી, શુભ કર્મે ગુણગ્રામ. ૨.
નૃપ કહે દોય કલંકિયાં, એનું ન લીજે નામ;
કાઢો દૂર પથ વેગળી, નહિ છે એનુ કામ. ૩.
સુભટ કહે માતા તમે, દાહિણ પંથ સિધાય;
ઈહાં રહેવું જુગતું નહિં, બહુ કોપ્યો છે રાય. ૪.
સાહસ ધરું સતિયે મને, પથે પાણી જાય;
શીલપ્રભાવે સુખ હોવે, દુઃખ તે કરમ પસાય. ૫.

## ઢાળ ૬ ઠ્ઠી.

( યોગીડાને કહેજો રે આદેશ—એ દેશી. )

રાણી ચાલી દક્ષિણ દિશે રે, દક્ષિણ પૂર્વ વિચાલ,
અબળા પંથ તન એકલી રે, પંથ ઘણો વિકરાળ;
નાહજી ! કીજે એવું ન કામ. ૧.
રાણી આપોપું નિંદતી રે, અડવાણી પંથે જાય;
નાહ ભણી દે ઓળંભડા રે, હૈડે દુઃખ ન માય. નાહજી૦ ૨.
હું અબળા એકાકિની રે, કેમ છંડી નરનાથ;
કુણ ગતિ હોશે માહરી રે, હા પ્રીતમ ! કીધ અનાથ. નાહજી૦ ૩.
અપમાની ઘણું તાતજી રે, આણી આ વનખંડ;
કુમળાઈ કાયા કુમળી રે, ધૂપ પડે પરચંડ; નાહજી૦ ૪.
તડકે કાયા તડતડે રે, પગ રૂધિર પરનાળ.
વા'લા વૈરી ક્યમ થયો રે, તું આણે ભવે આજ. નાહજી૦ ૫.
છેહ ન છેતરિયે એહવી રે, કરતી કોટિ વિલાપ;
વેર વળ્યા તું વલ્લભા રે, કીયા ભવનાં પાપ. નાહજી૦ ૬.
શીલરત્ન કેમ રાખશું રે, પ્રીતમ શી પેરે પ્રાણ;
કો ન કરે તેમ તેં કર્યું રે, જાણુંગે જાણ અજાણ. નાહજી૦ ૭.
શ્વાસ ચડે તેમ સુંદરી રે, ભમિ ન નહિ તેમ;
ભૂખ તૃષા સહે અંગમાં રે, ખોહતણો ધન જેમ. નાહજી૦ ૮.
ધૂપ પડે ધરતી તળે રે, શીલવતી સીદાય;
નાહ નિઠુર શું પામશો રે, નારીને અકુળાય. નાહજી૦ ૯.
ધિગધિગ જીવિત એહવે રે, પતિ ગયો પરદેશ;
વૈરી થયું તન સાસરૂ રે, પિહરીએ કેતા વેશ. નાહજી૦ ૧૦.
કેથી થાઉં જાઉં ક્યહાં રે, વિરડી સુભગા બાળ,
જુવતી નિરૂપમ જોબનો રે, દીસે પ્રત્યક્ષ જાલ નાહજી૦ ૧૧.
રાત પડે રાણી હવે રે, દિલમાં થઇ દિલગીર;
સની વિભાગે ક્યમ હોશે રે, ઝટકે હૈયડલે હીર. નાહજી૦ ૧૨.
નીર વહે તેમ લોચને રે, લલના લલકતી કાય,
દુખ થઇ ઘડી તે ભામની રે, દોહલી રાત વિહાય. નાહજી૦ ૧૩.

શાસન ક્યહાં ગઈ દેવતા રે, કેથ ગઇ કુળદેવ;
એણે અવસર આવે નહિ રે, તો શી કરું તસ સેવ. નાહ૰ ૧૪.
મરણુ નહિ છે ઢૂંકડો રે, કયમ છૂટું એ દુઃખ;
ફટ ફટ પીહર પાપિયા રે, ધિક ધિક માતની કૂખ. નાહ૰ ૧૫.
લોક ઓળંભા લખ લહ્યા રે, સાસરીએ કરી ખેદ,
મન જાણે અથવા કેવળી રે, ભેદક બંધાણો ભેદ. નાહ૰ ૧૬.
જાપ જપે શ્રીજિનતણો રે, મુખે આખે નવકાર;
ઢાળ છઠ્ઠી નેમવિજયે કહી રે, લહેશે સંપદ સાર. નાહ૰ ૧૭.

## દોહરા.

શીલવતી જાલાંતરે, જાપ જપે નવકાર;
જેમ તેમ જામની નીગમી, ઊગ્યો ત્યહાં દિનકાર. ૧.
ચાલી આપણુ ચોંપશુ, મૂક્યું તે વન મંદ;
દીઠી પોઠી વણુઝરતી, નયન વદન અરવિંદ. ૨.
દીઠી અનુચર તેહને, નિરૂપમ ગર્ભા નાર;
કો વનદેવી અભિનવી, અપ્સરને અનુસાર. ૩.
કહે બેની તું કોણુ છે, સાચ કહો તમે માય;
નેન સજળ જલ છાંડતી, એમ બોલે તેણે ઠાય. ૪.
પિયુ ચાલ્યો પરદેશડે, મુજને મેહેલી વાટ;
હું આવી વસતી ભણી, ટાળ્યો હવે ઉચ્ચાટ. ૫.
અનુચર જઇને આખિયો, નાયક કાંઝી નામ;
સાહેબ એક વારાંગના, આવી આપણે ઠામ. ૬.
તેડી આવો તેહને, નાયક બોલ્યો એમ;
અબળા દેખી આકળી, પૂછે ધરીને પ્રેમ. ૭.
કયું બેટી એકાકિની, કિણુ દુહવી કિણુ કામ;
વાત કહો સાચી વિવર, જાએવું કુણ ગામ. ૮.
શીલવતી કહે તાતજી, એ છે બહુલી વાત;
માતું પીહર પોઢિને, દેખી હું હરખાત. ૯.

### ઢાળ ૭ મી.

( વણઝારાની દેશી. )

કાંઝી નાયક રે, સાંભળો મુજ અવદાત્ત,
વાત કહું વારે પરે, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, કૂડાં દીધ કલંક,
ઉત્તમ જનને બહુ સરે, કાંઝી નાયક રે. ૧.
કાંઝી નાયક રે, આપ્યાં સાધુને આળ,
પાપ બુદ્ધિ હૈયે રાખીને, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, તોડ્યા કરોળિયા જાળ,
મારી રતી મેં માખીને, કાંઝી નાયક રે. ૨.
કાંઝી નાયક રે, ઉથાપ્યો જિન ધર્મ,
મર્મ બોલ્યા મેં આકરા, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, કીધી આશાતના જ્ઞાન,
જાણાં ભાન્યાં મેં પાધરાં, કાંઝી નાયક રે. ૩.
કાંઝી નાયક રે, કીધાં દુતીનાં કામ,
નિર્મળ મતિ રાખી નહિ, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, નિંદા કરી બહુ સાધ,
વ્યાધસમી લાગી રહી, કાંઝી નાયક રે. ૪.
કાંઝી નાયક રે, ભાગ્યું શીલ કુસંગ,
અંગથકી જૂઠું લવ્યું, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, મેં ભરી કૂડી સાખ,
લાલચ ધનશું મન હવ્યું, કાંઝી નાયક રે. ૫.
કાંઝી નાયક રે, વિરાધ્યા બહુ જીવ,
રીવ કરંતાં મારિયા, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, છિદ્રે ઉષ્ણુ કરી નીર,
ધીરપણું ધરી રેડિયા, કાંઝી નાયક રે. ૬.
કાંઝી નાયક રે, સેવ્યાં સાત વ્યસન,
અન્ન વિના પશુ પાળિયા, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, ફાંસી મરાવ્યો ફોક,

રોક દરમ રસ ઝીનિયા, કાઝી નાયક રે ૭
કાઝી નાયક રે, કીધી ચોરી જોગ,
ઘોર કરમ અતિ આર્યા, કાઝી નાયક રે
કાઝી નાયક રે, કીધાં ભક્ષણ ગત,
વાત કરી ચિત્ત ચાતર્યા, કાઝી નાયક રે. ૮
કાઝી નાયક રે, દીધા બ ન શગપ,
પાપ પ્રકૃતિ નગટ કરી, કાઝી નાયક રે,
કાઝી નાયક રે, અનપ છવ તિન માત,
ધાત સમાન ગોભા ધરી, કાઝી નાયક રે ૯
કાઝી નાયક રે, તે પાપતણો સંયોગ,
ભાગવિન એણે ભવ ખરે, કાઝી નાયક રે
કાઝી નાયક રે, સુજ પરણાવી તાત,
માત ભોલાની સાસ રે, કાઝી નાયક રે ૧૦
કાઝી નાયક રે, તેથી તજી પિયુ મન,
તમને કહુ છુ એટલુ, કાઝી નાયક રે,
કાઝી નાયક રે, તે પહોચ્યો પરદેશ,
વેશ કરી સુણો એટલુ, કાઝી નાયક રે, ૧૧
કાઝી નાયક રે, વળી આવ્યો અભ્યાગત,
ગત સ્નેહ રતિ ઉપની, કાઝી નાયક રે,
કાઝી નાયક રે, તે દિનથી રહ્યો ગર્ભ,
મોતી રહે જ્યમ સીપની, કાઝી નાયક રે ૧૨
કાઝી નાયક રે, સાસરિયા નિરસ્નેહ,
છેહ ત્યહાથી દાખવી, કાઝી નાયક રે,
કાઝી નાયક રે, પીહર કેરી વાટ,
ઘાત છની તેણે આખવી, કાઝી નાયક રે ૧૩
કાઝી નાયક રે, આવી છુ વનખંડ,
ભાડ કરી બહુ દુર્જને, કાઝી નાયક રે
કાઝી નાયક રે, તાતજી તુમચી પોળી,
પેખા હરણી પન્જિને, કાઝી નાયક રે ૧૪

કાંઝી નાયક રે, આવી તોરે શરણ,
મરણ થકી રાખો હવે, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, નિસુણી ઇમ મતિ બોલ,
નયણુંવે બહુ આંસુ ઢવે, કાંઝી નાયક રે. ૧૫
કાંઝી નાયક રે, તું મુજ ભગિની થાય,
જીય સમી તું માહરે, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, મૂકું તું કહે તેથ,
જેથ ગમે મન તાહરે, કાંઝી નાયક રે. ૧૬.
કાંઝી નાયક રે, મેળવું તુજ ભરતાર,
તું મુજથી સુખ સહુ વહે. કાંઝી નાયક રે,
કાંઝી નાયક રે, સાતમી ઢાળ રસાળ,
નેમવિજય સંતત લહે, કાંઝી નાયક રે. ૧૭.

## દોહરા.

તે સંગે રહિ તારૂણી, થિર કરી મન વચ કાય,
ગર્ભતણી પ્રતિપાલના, રાખે મન સકુચાય. ૧.
આખુંદ નામ નાયક ભલો, કાંઝી નંદન તેહ;
દેખી ચૂકયો રૂપને, બાધ્યો નવલો નેહ. ૨.
પ્રસવે અંગજ એહને, ઘરણી એ ઘરસુત;
માનવ ભવ સફળો કરૂં, મોહન પ્રસવે પૂત. ૩.
એવી મુજને માનિની, મેળવી વનમોઝાર;
તો ઇણુ સાથે સજ થઇ, વિલસું સુખ સંસાર. ૪.
ઇમ ચિંતી દાસી ભણી, સમજાવી તતકાળ;
જ્યમ ત્યમ કરી જો મેળવે, તો આપું બહુ માલ. ૫.

## ઢાળ ૮ મી.

( સલૂણી યોગણુ રૂડી બે—એ દેશી. )

આવી દાસી ઊભી આગે, વિનવે સુણુ તું નાર.
કાઝીનો નંદન તેની શોભા, જાણે કામ કુમાર,
સોભાગી માંભળ શાભાવે.

રૂપ અનુપમ જન મન મોહન, આબુદ નામ કુમાર,
ગુણ ભરિયો મદ માચતો એતો, અનગતણો અવતાર, સોભાગી૦ ૨.
મોહ્યો તે તન દેખી તારૂં, મારૂં વચન તુ માન,
ઘરણી કરવા ધણ તાહરો બલ, લાગી ત્યો એકતાન સોભાગી૦ ૩
આશાકારી સુણ તુ પ્યારી, ભગ ન કીજે તાસ,
પર વચન થકી જાણજો, કાઇ ધરમ નહિ જગ હાસ. સોભાગી૦ ૪
તે ગુણવતા માણસ મોટા, આતમ પુરે આશ,
અવગુણને મેલે પરો, તેહ ઉત્તમ એહ અભ્યાસ સોભાગી૦ ૫.
નવલખ એહીજ નાયકો નીગ, પોહીતણો અધિકાર,
છેલ છબીલો છાજતો એ, ઓરો નહિ નિરધાર સોભાગી૦ ૬.
મણિ માણેક વર મોતી બહુલા, કચન ગ્તન વિશેષ,
સિદ્ધિ ઘરે સુરગણુતણી સ, ચરરે નર બગ દેખ. સોભાગી૦ ૭
કામી ભોગી દાતા ભુકતા, દીન દયા વર દાન,
માન મહીધરમા મળે, જન કારણ સુખ ગાન. સોભાગી૦ ૮
પ્રાણ થકી અધિકરી તુજને, લેખવશે લય આણ
દુમનો ન હોશે તોથકી સુણ, એ નર બહુ ગુણ ખાણ સોભાગી૦ ૯
એમ કહે તે નિશદિન નારી, સતીય ન બોલે કાય,
કાઝી નાયક તવ સુણે, એમ પુત્રનુ દિલ છેઙ્ગ કાય. સોભાગી૦ ૧૦.
તવ ધ્યાયે દિલમા નાયક, અતુલી બળ રૂપ નિધાન,
તો સહિ દુષણ દાખવા નદન, ખપણનો અભિધાન સોભાગી૦ ૧૧.
ગોલ સભાગુ નાચા પાગી, કાદુ વેટેલી હુ એહ
તો મુજ નન્દન મન ભલુ, આઠે કામે બિગાડયુ એહ સોભાગી૦ ૧૨
એમ કરતા દિન આઠમો લીતે, તેડી નાકકે નાર,
પુત્રી વહો તમે વેગરુ માટે, એહજ વનહ મોઝાર સોભાગી૦ ૧૩
સતીય સુણીને હરખી મનમા, જે સરજ્યુ તે હોય,
શીલખડ એહ સગતિ, પાર દુષ્કૃતનો નહિ કોય. સોભાગી૦ ૧૪
વન વોળાવી વામા વારૂ, વહેતી રાત અધાર,
મન દુખ પાયે અતિ ઘણુ, મન ધ્યાયે શ્રીનવકાર. સોભાગી૦ ૧૫

લડથડતી પડતી તે બાળા, ધરતી શ્રીજિન નામ;
જેને જેને ગતિ મતિ કર્મની ભવિ, અવિઅવિ કરમનાં કામ. સોભાગી૦ ૧૬.
આડા ડુંગર વહેતાં વાટ, રાત લિયે વિશ્રામ;
નેમવિજય કહે આગળે, વાધે સતી પરિણામ. સોભાગી૦ ૧૭.

## દોહરા.

શીલવતી ચાલી મતી, ઊગમતે પરભાત;
ગુફા શિખર ગહ્વર લતા, ભીમ જીવ કિલલાત. ૧.
હરિ કરે ગલલ શબ્દ ત્યમ, વ્યાઘ્ર કરે હણુણાટ;
અબળા વેહુ એકલી, દુર્ઘટ જેના ઘાટ. ૨.
તીખા કાંટા તરતરા, કાંટા કેરી વાટ;
દુઃખ પામે તે સુંદરી, ન હોવે મન ઉચ્ચાટ; ૩.
આવી ગુફાને અંતરે, મહાવેરી વિકાળ;
પ્રાદુર્ભૂત થયો ત્યહાં, સિંહ દીઠો તે બાળ. ૪.
નિશ્ચય મારે મુજને, શાર્દુલ એ દુર્દાંત;
ભૂખ્યો પ્યાસો આવિયો, ગિર હુતી એકાંત. ૫.
તો હું શું બળ આદરૂં, ભવ ચરીમ પચખાણ;
જીવું તો સહુ આદરૂં, દેઇ અન્ન ને પાન. ૬.
મુજ શરણું જિન રાયનું, કેવલી ભાષિત ધર્મ;
શરણું સાધુતણું સહી, સિંહ રાખે મુજ શર્મ. ૭.

## ઢાળ ૯ મી.

( પામી સુગુરૂ પસાય—એ દેશી )

મુજ શરણો અરિહંત રે, સિદ્ધ ને સાધુઓ, કેવલી ભાષિત ધર્મનો એ;
મિથ્યા દુષ્કૃત પાય રે, આલોઉં હવે, સાખે કરી એ ચારનો એ. ૧.
પૃથ્વી પાણી વાયુ રે, અગની ૯ એ વળી, જેહ વળી છે વનસ્પતિ એ;
પાંચે થાવર એમ રે, જેહ મેં દૂહવ્યા, દુખવિયા થઇ દુષ્ટ મતિ એ. ૨.
કૂવા વાવ તળાવ રે, જે મેં સોસવ્યા, તે મુજ મિચ્છાદુક્કડું એ,
મીઠાં પૃથ્વી કાય રે, છેદ છેદાવિયા, તે મતિ આવો હુંકડાં એ. ૩.

